ગૌરીની આત્મકથા.



" બંગલાની આગળ સુંદર બગીચો હતો........એ દાસીઓએ આવી મને સઘળું દેખાડવા માંડ્યું."

Krishna Press, Bombay 2.

( અગણ્યાની આત્મકથાઓ ૧ નું ૨૩૭. )

અટુલી ભૂખી શામાટે મરી જાઉં ? સતીત્વરૂપી રત્ન તો હું ગુમાવી બેઠી છું, તોપછી મારે શામાટે દુઃખી થવું ? હવે આ કષ્ટ સહન કરી શકાતું નથી. જ્યારે એક વખત પાપમાં પડી ચૂકી છું, ત્યારે હું જોઉં કે તે પાપ મને કયાંસુધી ડૂબાવી શકે છે ?' બીજે દીવસ તે વૃદ્ધાને મેં કહી દાધું કે તમારી વાત મારે કબુલમંજુર છે,'

તે દિવસ સંધ્યાસમય પહેલાં એ બાઈ એક ભાડાની ગાડી લઇ આવી અને મને તેમાં બેસાડી થોડે દૂર એક સુંદર મકાન આગળ તેડી ગઇ. ગાડી ઉભી રહી અને અમે તેમાંથી નીચે ઉતરી મકાનની અંદર ગયાં. એ મકાન ઘણું સુન્દર હતું. મોટાં મોટાં દિવાનખાનાંઓની શોભા અવર્ણનીય હતી. સારી સારી તસ્વીરો, હાંડીઓ, અરીસાઓ, તથા ફરનીચરોથી સઘળા ખંડો ભરેલા હતા. બંગલાની આગળ સુંદર બગીચો હતો. તેમાં સંગેમરમરના હોજ પાણીથી ભરેલા હતા. મેં આજ સુધીમાં કદી આવો બંગલો જોયો નહોતો. બે દાસીઓએ આવીને મને સઘળું દેખાડવા માંડયું. તે પછી એ વૃદ્ધા મને ઉપરના ખંડમાં તેડી ગઇ કે જ્યાં એક ઓરડી સ્નાનગૃહ માટે નિયત કરવામાં આવેલી હતી. દાસીઓએ મને એ ઓરડીમાં લગભગ અર્ધકલાક સુધી સુગંધી સાબુ ચોળીને સ્નાન કરાવ્યું. પછી સુન્દર આછા શણગાર સજાવ્યા. એ વખતે રાત પડી ગઈ હતી. મકાનમાં સેંકડો બત્તીઓ ચારે તરફ ઝગમગવા લાગી. આ તરફ તે વૃદ્ધાએ મને એક ઓરડામાં લઇ જઈ હીરા, માણેકનાં જડાઉ ઘરેણાં પહેરાવ્યાં. જ્યારે સર્વ શણગાર થઈ ચુકયા ત્યારે તેણે મને એક મોટા અરીસા સામે જઇને ઉભી રાખી. એ દર્પણની ચારે તરફ જે દીવાઓ ઝગઝગી રહ્યા હતા, તેનું પ્રતિબિંબ તેમાં

પડતું હતું. મને તેણે એવી ચકિત કરી દીધી કે મારૂં રૂપ તેમાં જોઇને હું આશ્ચર્ય પામી ગઇ. વારંવાર હું મારા મનને પૂછ્યા કરતી હતી કે શું હું આટલી બધી સુન્દર છું? આજ મારો નિશ્ચય થયો કે હું ખરેખર સુંન્દર છું. આજ હું મારી સુન્દરતા ઉપર પોતેજ મોહિત થઇ ગઈ. ક્યાં સુધી એ દર્પણની સામે ઉભી રહી. એનું મને ભાન રહ્યું નહિ, પણ એટલામાં ગાડીના આવવાનો અવાજ સંભળાયો. કોઇ તેમાંથી ઉતરીને દાદરનાં પગથીઆં પણ ચડવા લાગ્યું. મારૂં હૃદય એ સાંભળી કંપવા લાગ્યું. હું વિચાર કરવા લાગી કે કોઇ રાજામહારાજા કે રાજકુમાર હશે! હું એમની સામે શીરીતે બોલી શકીશ? હૈયું વધારે ને વધારે ધડકવા લાગ્યું. એટલામાં તે ઓરડાનાં દ્વાર ઉઘડયાં. જે સ્ત્રી મને લાવી હતી તે અંદર આવી. એને જોઈ મને કાંઇક શાંતિ થઇ; પણ તેની પાછળ એક માણસ આવ્યો કે જેને જોતાંજ મેં મારાં નેત્રો બંધ કરી દીધાં. તે સ્ત્રીએ મારા કાનમાં કહ્યું કે –' આ પુરુષ તને બહુજ ચાહે છે. મુંબઇમાં એના જેવો શ્રીમંત માણસ બીજો કોઈ નથી.

૪

મેં આંખો ઉઘાડી જોયું તો એક એંસી વર્ષનો વૃદ્ધ મારી સામે ઉભેલો જણાયો. એના માથા ઉપર જે વાળ હતા તે તદ્દન સફેદ થઇ ગયાં હતા. દાઢી મૂછ તો તેને હતાંજ નહિ. તે અતિ દુર્બળ લાંબા કદનો હતો. તે ઉમ્મરે વૃદ્ધ થયો હતો, પણ તેનું મન હજી વૃદ્ધ થયું નહોતું; કારણ કે તેણે સુંદર રેશમી કિનારીનું ઝીણું ધોતીયું, ખમીસ વગેરે કપડાં પહેર્યા હતાં. હાથે સોનાની ઘડીઆળ બાંધી હતી. આંગળીઓમાં હીરાની વીંટીઓ અને ગળામાં

સોનાનો છેડો હતો. તેનાં કપડાંમાં એવું ઉંચું અત્તર હતું કે આખો ઓરડો સુગંધથી મઘમઘી રહ્યો હતો.

ઇશ્વરે કદાચ દ્રવ્ય કે સામર્થ્ય ન આપ્યું હોય; છતાં યૌવન ધનગર્વિતા લલના એ ધનને તુચ્છ માને છે. કયાં મારી ખીલતી જુવાની અને કયાં કબરમાં એક પગ રાખી રહેલો ને વૃદ્ધ! એને જોતાંજ મને ધૃણામિશ્રિત એવું દુઃખ થયું કે મારૂં હૃદય તેથી કંપવા લાગ્યું. જેમ જેમ તે મારી ખુશામદ કરતો હતો, તેમ તેમ હું પાછી હઠતી હતી. એ વૃદ્ધ ઓરડામાં આવ્યો, ત્યારથી પેલી સ્ત્રી બહાર ચાલી ગઇ હતી. હું એ બુઢ્ઢાના હાથમાં ફસાઈ ચૂકી હતી. છૂટવાનો મને એકેય રસ્તો નહિ મળવાથી આખરે હું રડી પડી. તે પુરૂષે મારો હાથ છોડી દીધો અને તે ઉદાસ થઇ બહાર ચાલ્યો ગયો. હું અગાસીમાં જઇ જોવા લાગી તો જે ગાડીમાં તે આવ્યો હતો, તે ગાડીમાં બેસી પાછો ચાલ્યો ગયો હતો. પાછી ફરી હું દર્પણ સામે જઈ ઉભી રહી અને મારૂં રૂપ જોઇ મનમાં ને મનમાં ઘણીવાર સુધી કલ્પનાઓ કરતી રહી. આખરે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તત્કાળ પ્રમોદનું સ્મરણ થયું. હાય! પ્રમોદ! તું કયાં છે? હજુ પણ દર્શન આપ અને આ નરકમાંથી મારો ઉદ્ધાર કર. હે વિધાતા! મને તારી લખેલી ભાગ્યલિપિની માહિતી હોત તો હું શા માટે સતીત્વ રત્ન ગુમાવી હાથે કરીને નર્કમાં પડત! જો ઘર છોડીને ન આવી હોત તો શું મારી આટલી દુર્ગતિ થાત? હવે તો હું ન રહી ઘરની કે ન રહી ઘાટની. ધોબીના કુતરા જેવી મારી દશા થઈ. હાય! હું કયાં જાઉં? તે દિવસ તો એ વૃદ્ધ ચાલ્યો ગયો, પણ બીજે દિવસ તે બાઇને લઇને પાછો આવ્યો. પ્રથમ તે

સ્ત્રીએ મને કાંઇક પેય પીવરાવીને બેહોશ બનાવી દીધી; જ્યારે હું ભાનમાં આવી ત્યારે માલમ પડયું કે તે વૃદ્ધે મારા શરીર દ્વારા પોતાની ઇચ્છા તૃપ્ત કરી છે ! પછી તો તે હંમેશ આવવા લાગ્યો અને હું પણ ધીમે ધીમે માની ગઇ. મને નાચ ગાન શીખવવા માટે તેણે એક ઉસ્તાદ રાખ્યો હતો; જેણે મને સારૂં ક્ષિક્ષણ આપી થોડા વખતમાંજ નાચવા ગાવામાં નિપુણ કરી દીધી.

મને એ વૃદ્ધ સંપૂર્ણ સુખમાં રાખતો હતો; પણ હું તેનાથી સંતોષ પામતી નહોતી. મારે ત્યાં એક તરૂણ નોકર હતો. મનના ઉદ્વેગથી કદી કદી તેની સાથે આંખ લડાવી લેતી હતી. સિંહનો ભાગ શિયાળ ખાઇ જતું હતું; પરંતુ ભાગ્ય બહુ પ્રબળ છે. મારા દુર્ભાગ્યમાં તે નીચ નોકરજ લખાએલો હતો. એક દિવસ નહિ બનવા યોગ્ય વાત મારા દુર્ભાગ્યથી બની ગઇ. સંધ્યા સમયે તે વૃદ્ધ આવ્યો. તેની સાથે મોડી રાત સુધી હાસ્ય વિનોદ કરી શરાબ પીવાનો આરંભ કર્યો. અમે બન્નેએ ખૂબ મદિરાપાન કર્યું. હું તો તેનાથી બેહોશ ન બની ગઇ; પણ વૃદ્ધ પોતાના અંગનું ભાન ભૂલી ગયો જ્યારે તે તદ્દન જ્ઞાનશૂન્ય બની ગયો, ત્યારે હું વિશ્વાસઘાત કરવા તૈયાર થઇ. પાપ રૂપી નરકમાં હું એટલો બધી ઉતરી ગઇ હતી કે સારાસારનો કાંઇ વિચાર મને રહ્યો નહિ. હું એ નોકર સાથે ઘર બહાર નીકળી ગઈ. પરિણામે મારી એવી દુર્ગતિ થઇ કે મારા જેવી અન્ય પાપિનીઓની થયા કરે છે. ચાલતી વખતે હું થોડાં ઘરેણાં લઇને નીકળી હતી તેના ઉપર અમે નિર્વાહ ચલાવવા માંડયો. એક વખત મેં ખૂબ શરાબ પીધો હતો. મને મારા શરીરનું બિલકુલ ભાન રહ્યું નહોતું. એ નીચ દગાખોર નોકર બરાબર

લાગ સાધી મારા શરીર ઉપરનાં ઘરેણાં ઉતારી કોણ જાણે ક્યાંઇ ચાલ્યો ગયો. મેં પાછળથી એની ઘણી તપાસ કરી; પણ પત્તો લાગ્યો નહિ. હવે હું શું મોઢું લઇને વૃદ્ધને ઘેર જાઉં ? મેં કાંદાવાડીમાં એક ઓરડી ભાડે લીધી. એ વખતે મારા હૃદયની જે બૂરી અવસ્થા હતી તેનું હું શું વર્ણન કરૂં ? એક દિવસ સંધ્યા વખતે ખૂબ શરાબ પી શણુગાર સજી બેઠી. આજ દુર્ભાગ્યે પોતાનું પુરૂં જોર દેખાડયું હતું. મનમાં આજ સુધી એવો નિશ્ચય હતો કે બજારમાં બેસીને પાપની કમાણી નહિ કરૂં; પરંતુ મને એ માલમ નહોતું કે ઇશ્વર ગર્વાપહારી છે. જે કાર્યની માણસ ઘૃણા કરે છે, તે કાર્ય મોડા દિવસોમાં તેને કરવું પડે છે. હું ઉઠક પતિત થઇ ગઇ. હવે તો નિત્યનો એ ધંધો થઇ ગયો કે સંધ્યા સમયથી શરીરને શણુગારીને બેસવું અને કોઇ ને કોઇ દુર્ભાગીને જાળમાં ફસાવવો. ૭ મહિના એવી સ્થિતિમાં વીતી ગયા પછી માલમ પડયું કે વેસ્યાવૃત્તિથી અધિક આ સંસારમાં બીજી કોઈ નીચ વૃત્તિ નથી. હમેશ આખી રાત જાગવું, શરીર ઉપર અસહનીય અત્યાચાર સહન કરવા, અનિચ્છા હોવા છતાં પણ હસતું બોલવું, કોઇ માણસ ઉપર ગમે તેટલો તિરસ્કાર છૂટે તોપણું તેને બનાવટી પ્રેમથી રીઝાવી ધન કમાવું, હૃદય ગમે તેટલું રડતું હોય પણ ઉપરથી આનંદીત રહેવું અને રાતદિવસ પાપમાં સબડયા કરવું શું આ ઓછી યંત્રણા છે ? મારે એ અધમતાનું છેવટનું પરિણામ ભોગવવાનો સમય આવ્યો. મને એક મહા ભયાનક ઘૃણિત રોગ ઉત્પન્ન થયો. દિવસે દિવસે તેની પિડા વધવા લાગી. ખાટલા ઉપર પડી પડી હું હમેશ તરફડવા માંડી. અને કોઇ એમ પણ નહોતું પૂછતું કે તું ભૂખી છે કે તરસી છે !

મને એ વખતે મારાં માતાપિતાનું સ્મરણ થઇ આવતું ત્યારે જે દુઃખ અને પસ્તાવો થતાં હતાં; તેનું વર્ણન કરવું અશક્ય છે. હાય! મેં શું ધાર્યું હતું અને ઇશ્વરે શું કરી દીધું! કહેતાં પણ મને લજ્જા આવે છે!

રોગના દુઃખથી હું પિડાતી હતી, એ ઉપરાંત બીજું મોટું દુઃખ એ હતું કે મારી પાસે એક પૈસો પણ નહોતો. જે મકાનમાં હું રહેતી હતી, તેમાં એક બીજી આધેડ સ્ત્રી પણ રહેતી હતી. હું તેને માતા સમાન ગણતી હતી અને તે મને પુત્રી સમાન માનતી હતી. હું જે કાંઇ પૈસા કમાતી હતી તે તેને સાચવવા આપતી હતી; પણ જ્યારથી મને રોગ લાગુ પડયો હતો, ત્યારથી તે ચુડેલ મારી સાથે બોલતી નહોતી. જ્યારે મારી પાસે એક પાઇ પણ ન રહી, ત્યારે લાચાર બની રોગ છૂપાવી, કામાંધ પુરુષોને દગો દઇ ખુલ્લા નરકમાં નાંખવા લાગી. કોઇ દિવસ જ્યારે બહુજ કષ્ટ થતું હતું, ત્યારે તકીયામાં મોઢું છૂપાવી રડતી હતી અને મારી જનનીને પોકારી કરેલાં કર્મો ઉપર પસ્તાવો કરી રડતી હતી ભયંકર બિમારી અને તે ઉપર હંમેશ અત્યાચાર; આથી દિવસે દિવસે રોગ વધવા લાગ્યો. મારૂં શરીર છેક કૃશ બની ગયું. ધીમે ધીમે અંગ સડવા લાગ્યું. રાત અને દિવસ હું રડી રડીને વીતાડતી હતી. મારી પાસે કોઇ ઉભું પણ રહેતું નહોતું. જો કદી કોઇ કારણવશાત્ પાસે આ-વતું તો નાક દબાવી તરત ચાલ્યું જતું. હાય હાય! જે શરીરના રૂપ ઉપર એટલું અભિમાન હતું અને જેના ઘમંડથી જગતને હું તુચ્છ માનતી હતી; એ શરીર ઉપર આજ લોકો થુંકવા લાગ્યા!! વ્યાધિના જોરથી દુર્બળતા અને ક્ષીણતા વધવા લાગી. અનુમાન

થવા લાગ્યું કે મારા મોતના દિવસો હવે પાસે આવ્યા છે. એ તો નક્કી છે કે જે જેટલું પાપી હોય છે, તે તેટલું મોતથી અધિક ડરે છે. પુણ્યશાળીને અને પાપીને ઓળખવાની એ એક મોટી પરીક્ષા છે. ધીરે ધીરે મારી વેદના એવી વધી ગઇ કે હું મુશકે મુશકે રડવા લાગી અને પ્રમોદનું નામ લઇને બેભાન બની જવા માંડી. એક દિવસ એવી રીતે હું ઘણીવાર સુધી બેભાન પડી રહી. જ્યારે જાગી ત્યારે મને માલમ પડ્યું કે હું લોઢાના પલંગ ઉપર સુતેલી છું, અને મારા જેવી અભાગિનીઓ ચારે તરફ એવા પલંગોમાં તરફડી રહેલી છે. પ્રથમ તો મેં જાણ્યું કે હું ખરેખર નરકમાં આવી પડી છું. મેં હોસ્પિટલનું નામ સાંભળ્યું હતું-મારૂં એવું અનુમાન હતું કે આ જગતમાં હૉસ્પિટલજ નરક છે. એ કોણ જાણતું હતું કે આટલું રૂપ યૌવન હોવા છતાં મારે આટલી ઉતાવળે આ નરકમાં આવવું પડશે? હું હૃદયફાટ રડવા લાગી. મારી બન્ને આંખોમાંથી એટલી આંસુની ધારાઓ વહી કે તેનાથી શય્યા ભીંજાઈ ગઇ. આખરે મારામાં રડવાની પણ શક્તિ રહી નહિ.

થોડીવાર પછી મારી પાસે એક સાહેબ આવ્યો અને યંત્રવ્યવહારથી મને ઉપચાર શરૂ કરવા લાગ્યો. હું શર્મથી મરવા જેવી થઇ ગઇ. તરત મારી પાસે બીજા બે તરૂણ ડાકટરો આવ્યા, તેમાંના એક જણે મારી આગળ બેસી મારા મોઢામાં કાંઇક નાંખી દીધું અને બીજાએ મારા પીડાસ્થાનમાં ઔષધી લગાવી. આ વખતના મારા દુઃખની વાત હું લખી શકતી નથી. શરીર વેદનાથી પીડાવા લાગ્યું એ જોઇ તે ડાકટરોમાંના એકે બીજાને કહ્યું કે આ રાંડ કેવી પીડાય છે? બીજાએ જવાબ દીધો કે બહુ દિવસ સુધી નવા નવા

પુરુષો સાથે મજા ઉડાવી છે, તેનું આખરનું પરિણામ ભોગવે છે! મને તરત મુર્ચ્છા આવી ગઇ એટલે હું તેમની વધારે વાત સાંભળી શકી નહિ. એવી ને એવી સ્થિતિમાં કયાં સુધી પડી રહી તે કહી શકતી નથી; પણ જ્યારે જાગૃત થઇ ત્યારે હું જમીન ઉપર લાંબી સુતી હતી. મનુષ્યને અંતકાળ વખતે જેવી સ્થિતિમાં સુવાડવામાં આવે છે તેવી સ્થિતિમાં મને સુવાડેલી હતી. મારી આસપાસ ચારે તરફ વિકટ દુર્ગંધી અને આર્તનાદના શબ્દ સંભળાતા હતા. જાણે હું એક ઘોર નરકકુંડમાં પડી હતી. ધણું [illegible] મે મારૂં માથું ઉંચું કર્યું. જોઉં છું તો મારી બાજુમાં [illegible] પડેલી છે. તેની આંખો ફાટી રહેલી છે અને શરીર ખો[illegible]લું છે. મેં જાણી લીધું કે તે મરી ગઇ છે. બીજી તરફ [illegible] એક સ્ત્રી મરેલી હાલતમાં પડી હતી. મેં એ જોઇને ભયથી મારા આંખો બંધ કરી દીધી.

આખી રાત હું એવી ને એવી અવસ્થામાં પડી રહી. કેટલીએ અભાગિનીઓ પ્રાણ નીકળવાના અંતિમ કષ્ટમાં તરફડતી પડી હતી; મને ઘણો ડર લાગતો હતો, પણ શું કરૂં? જ્યારે [illegible] થયો ત્યારે બે બળવાન્ પુરુષ આવ્યા અને મરેલી [illegible] પગે દોરડાં બાંધી મને ઘસડી જવા લાગ્યા. આ સર્વ [illegible] જોઇ મારૂં હૃદય વધારે ધડકવા લાગ્યું. મારી પણ [illegible] થશે એમ મેં માની લીધું. થોડીવાર પછી કેટલાક [illegible] એક સાહેબ આવ્યો. મારી પાસેથી જતી વખતે તે[illegible] જોયું અને ઉભો રહ્યો. પછી નીચે બેસી કાંઇક પરી[illegible] જતાં જતાં પોતાનાં માણસોને કોણ જાણે તે કાંઇક [illegible]

થોડીવાર પછી જે બે માણસો પ્રથમ આવ્યા હતા તે મારી પાસે આવ્યા. હું સમજી કે હવે મારા મૃત્યુનો સમય નજીક આવ્યો છે. મારૂં હૃદય ધડકવા લાગ્યું. હાય, હાય; આ પ્રાણની પણ કેવી મમતા હોય છે? આવી દશા પ્રાપ્ત થવા છતાં પણ મોતનો ડર! ખરૂં છે કે પાપીઓને મોતનો બહુ ભય લાગે છે; કેમકે તે પોતાનાં કરેલા પાપકર્મોને યાદ કરી ભયભીત થાય છે. થોડીવારમાં બે જણા મારી સામે આવ્યા અને તેમણે મને જમીનપરથી ઉઠાવીને ખાટલા ઉપર સુવાડી; પછી તેઓ પ્રથમના સ્થાન ઉપર લઇ ગયા. મેં જાણ્યું કે હજુ મારે જીવવાની કંઇક આશા બાકી છે; કેમકે મેં જેજે પાપકર્મ કર્યાં છે, તેનું હજુ પ્રાયશ્ચિત પુરૂં થયું નથી.

ધીરે ધીરે મારી બીમારી ઘટવા લાગી. ખરૂં છે કે જેની જીંદગી ભાગ્યશાળી હોય છે, તેજ હૉસ્પિટલમાંથી સાજાં થઈ ઘેર આવે છે; કારણ કે એકતો ત્યાં વખતસર દવા મળતી નથી, બીજું રાતની જેમને ડયુટી હોય છે, તેઓ પોતાની મરજી પ્રમાણે આવે છે અને મરજી પ્રમાણે દવા આપે છે. હુંતો જાણું છું કે દવાને બદલે તેઓ કેવળ પાણી આપી દવાને ચોરી જાય છે. હું એમ નથી કહેતી કે દવાખાનાઓમાં દવાઓ નથી હોતી; અથવા સેવા કરનારા નથી હોતા; પરંતુ ગફલત અને બેદરકારીથી સઘળી ખરાબીઓ થાય છે. જેમ જેમ મને આરામ થવા લાગ્યો, તેમ તેમ દુષ્ટોની બુરી દૃષ્ટિ મારા ઉપર પડવા લાગી. એક તો હું ભ્રષ્ટા અને તેમાં વળી પરાધિના; આથી મારા ઉપર સર્વ લોકો મનમાન્યો અત્યાચાર કરવા લાગ્યા. હવે હું રોગીઓની પાસે રાત્રે રહેતી નહોતી. જ્યારે જ્યારે જે જે કંપાઉન્ડરોને ઇચ્છા થતી ત્યારે ત્યારે

તે તે કંપાઉન્ડરો મને પોતાને ઘેર બોલાવતા અને આખી રાત પોતાની પાસે રાખતા. આથી રોગ શાંત થતો નહિ. જ્યાં જરા આરામ થતો, ત્યાં અત્યાચારથી પાછો વ્યાધિ વધી જતો. લગભગ છ મહિના સુધી આ પ્રમાણે હું હૉસ્પિટલમાં રહી. હું જે ઠેકાણે માંદગીની અવસ્થામાં રહેતી હતી, તે ઠેકાણે એક બીજી સ્ત્રી બિમાર થઇ આવી હતી. તે પણ વેશ્યા હતી. પરંતુ મારા જેવી યુવતી નહોતી કે રૂપવતી પણ નહોતી. હું એની પાસે રહેવાને લીધે એનાથી પરિચિત થઈ ગઇ હતી; કિન્તુ ત્યાં રહેવાંથી અમે એવાં કંટાળી ગયાં હતાં કે ગમે તે રીતે એ સ્થાનમાંથી નાસી છૂટવાનો અમે વિચાર કર્યા કરતાં હતાં. એક દિવસ મેં તેને કહ્યું-'બ્હેન! હવે તો અહીં બિલકુલ રહેવાય એવું નથી, કોઇ એવો ઉપાય ખોળી કાઢો કે આપણે બન્ને નાસી છૂટીએ.'

'બ્હેન, હું પણ એજ વિચાર કરૂં છું; પરંતુ મને રસ્તો જડતો નથી.'

'શું રાત્રે આપણાથી ન ચાલ્યાં જવાય?'

'ના, દરવાજા ઉપર સખ્ત ચોકી રહે છે પકડાઇ જઇએ તો જેલમાં જવા વખત આવે.'

'ત્યારે શું બીજો કોઈ ઇલાજ નથી?'

'છે, એક ઇલાજ છે. અહીં જે હલાલ-ભંગી રહે છે, તેને આપણા હાથમાં લેવો જોઇએ. જો તે રીઝશે તો આપણને બહાર કાઢી શકશે.'

'પણ એને શી રીતે હાથમાં લેવો?'

'જો નાસી છૂટવું હોય તો નિરૂપાયે તું એક વખત તેના ઉપર પ્રસન્ન થઈ જા!'

તેની આ સલાહ સાંભળતાંજ મારા શરીરમાં પગથી માથા સુધી આગ સળગી ઉઠી. હાય હાય! શું આટલે સુધી મારી દુર્ગતિ થઈ ગઇ? તે સ્ત્રી મારા મોઢા સામે જોઈ મારા હૃદયના ભાવ સમજી ગઇ. મને તે ધીમે ધીમે સમજાવવા લાગી કે જો બ્હેન, આપણે કોઈપણ રીતે અહીંથી નીકળીએ તો જાણે આપણો નરકમાંથી ઉદ્ધાર થયો ગણાય. આ પાપસ્થાનમાંથી છૂટવા માટે સર્વ કાંઇ એક વખત કરવું જોઇએ. આપણે વેશ્યાઓ છીએ. ઉચ, નીચ પુરુષોનો ભેદ આપણે ક્યાં જોવા રહીએ?' આખરે હું તેની સલાહ પ્રમાણે વર્તી અને એક દિવસ એ હલાલની મદદથી અમારો બન્નેનો ત્યાંથી છૂટકારો થઇ ગયો. અમે ત્યાંથી નાસીને એક સાધારણ મકાન પાસે આવી પહોંચ્યાં. મારી સાથેની બાઇએ બહારથી બારણું ખડખડાવ્યું. થોડીવારમાં એક સ્ત્રી અંદરથી દીવો લઇને આવી. બારણું ઉઘાડી, દીવો ઉંચો કરી મારા મોઢા સામે જોઇ મારી સંગિનીને પૂછ્યું-'અરે, લક્ષ્મી! તું અત્યારે ક્યાંથી આવી? અને આ કોણ છે?'

'એ બધું હું પછી કહીશ. અત્યારે તો અમને અંદર લે.'

અમે તત્કાળ મકાનમાં ગયાં. તે આધેડ સ્ત્રી અમારી પાછળ પાછળ આવી. મેં ધાર્યું કે મારે અહીં પણ દ્વાર ઉપર ઉભાં રહી શરીર વેચવું પડશે; પરંતુ મારી તે ધારણા ખોટી પડી. સદ્‌ભાગ્યે લક્ષ્મીએ મને એવું કામ કરવા દીધું નહિ અને કહ્યું કે જ્યાં સુધી

તને સંપૂર્ણ આરામ ન થાય ત્યાં સુધી હું તને એ નીચ ધંધો કરવા દઈશ નહિ. ખરેખર તે મને તેના કથન પ્રમાણે રોગથી મુક્ત થવાનો પ્રયત્ન કરતી રહી. મારા નિત્યના આહારને માટે તેણે સ્વાદિષ્ટ ભોજનનો અને પહેરવાને માટે સારાં વસ્ત્રોનો પ્રબંધ કરી દીધો. સ્નેહમયી મોટી બ્હેન સહોદરા નાની બેન સાથે જેવી વર્તણુક ચલાવે, તેવીજ વર્તણુંક તેણે મારી સાથે ચલાવી હતી. હું એની સેવા તથા મમતાથી બહુજ સંતુષ્ટ અને પ્રસન્ન થઇ હતી.

( ૫ )

છ મહિનામાં હું લક્ષ્મીની પ્રીતિ તથા માવજતથી સારી થઈ ગઇ. પહેલાં જેવું મારૂં સૌન્દર્ય હતું, તેવુંજ ફરીને પણ પ્રાપ્ત થયું. એક દિવસ દર્પણમાં મારૂં મોઢું જોઇ મને બહુ પ્રસન્નતા થઈ. ધન્ય ઇશ્વર કે જેણે મને મહા ઘૃણિત અવસ્થામાંથી પાછી આ ઉત્તમ અવસ્થામાં લાવી મૂકી. મેં વિચાર કર્યો કે ઇશ્વરે દયા કરી મારો નરકમાંથી ઉદ્ધાર કર્યો છે તો હવે મારે નીચ વૃત્તિ છોડી દઈ કોઈ રાજા-રજવાડાનો આશ્રય લેવો જોઇએ; કારણ કે મને પરમેશ્વરે એને લાયક રૂપયૌવન આપ્યું છે. ફરી મેં વિચાર કર્યો કે આ લક્ષ્મી મારી માવજત જે આટલા પ્રેમથી કરી રહી છે, તેની મતલબ મારા સમજવામાં એવી આવે છે કે તે મારી પાસે પાપની કમાણી કરાવશે. હવે હું ગામડીઅણુ સાદી, ભોળી કાત્યાયની નથી; કિન્તુ મારા ધંધાનાં છળ, બળ, કળ સર્વમાં ખારી પ્રૌઢા થઇ ગઈ છું. પુરુષોની બુદ્ધિ ઉપર પરદો નાંખી તેમને મૂર્ખ બનાવવાની પુરેપુરી યુક્તિઓ મને આવડી ગઈ છે; પરંતુ આ ઠેકાણે રહીને કોઈ મોટો શિકાર પકડવો સહેલ નથી. લક્ષ્મી મારા ઉપર

ચોવીસે કલાક નજર રાખ્યા કરતી હતી. તેના પંજામાંથી નાસી છૂટવું સહેલું નહોતું. વળી એકલાં નાસવાનું સાહસ પણ નહોતું.

એક દિવસ તેણે મને સ્પષ્ટ કહ્યું કે 'પરમેશ્વરે તને એવું રૂપ આપ્યું છે કે તેમાં કોઇ મોટો માણસ ફસાઈ જશે અને થોડાજ દિવસમાં આપણું ધનાઢ્ય થઇ જઇશું. મેં એક સારૂં મકાન ભાડે લીધું છે, તેમાં હવે આપણે રહેવાનું છે.' હું તો એ સાંભળતાંજ રાજી થઇ ગઇ; કારણ કે મને આ મકાન ગમતું નહોતું. નવા મકાનમાં જઈ મેં નવા ઠાઠથી ફરી દુકાન શરૂ કરી, ફરી એજ કઠોર વૃત્તિનું આલંબન કર્યું. હૃદયની અંદર તો અગ્નિ સળગી રહ્યો હતો પણ મોઢા ઉપર શીતળ હાસ્ય રાખવું પડતું હતું. જેના ઉપર ઘૃણા કરતી, તેનેજ નકલી પ્રેમથી હૃદય સાથે લગાવતી. શરીર અશક્ત હોય તોપણ ગાવું અને નાચવું પડતું. શરીર ચાલતું ન હોય, હૃદય આનંદિત ન હોય તોપણ તેના ઉપર અત્યાચાર કરાવતી. જે મુખથી પ્રાણપ્યારા કહી અનેક બનાવટી પ્રેમ કરતી, તેનોજ હૃદયથી તિરસ્કાર કરતી અને પાછળ નિંદા કરી કટુ વચન કહેતી. જેને જોવાનું કદી પણ મન ન થાય, તેને કહેતી કે વ્હાલા, તમારા વિના શી રીતે જીવી શકાશે? પરપુરુષને રીઝાવવા માટે આંખોમાંથી ખોટાં આંસુઓ પાડતી અને તેના ગયા પછી એની મૂર્ખતા ઉપર ખૂબ હસતી. ખરૂં છે કે વારાંગનાઓના જેવી જીવતી ચુડેલો આ જગતમાં બીજી કોઈ નહિ હોય! આટલું પાપ, આટલો પ્રપંચ અને આટલો વિશ્વાસઘાત કેવળ રૂપિયા કમાવાને માટે! પરંતુ એ વખતે એ ખ્યાલ નહોતો આવતો કે જે રૂપિયા પાપ અને વિશ્વાસઘાતથી પેદા કરવામાં આવે છે તે તત્કાળ ચાલ્યા જાય છે. જે લોકો પાપી,

વિશ્વાસઘાતી, ધમંડી થઇ પૈસા પેદા કરે છે તેમને ધનની માદક-તાથી એવું સમજાય છે કે મારા જેવો ભાગ્યવાન્ અને ચતુર રોજગારી જગત્માં બીજો કોઇ નથી થયો અને જે લક્ષ્મી મારી પાસે આવી છે, તે પ્રલયકાળ સુધી મારાથી દૂર થવાની નથી! પરંતુ આ પૃથ્વી ઉપર કોઈ પણ એવો સામર્થ્યવાન્ નથી થયો કે જેના દિવસો સદા એક સરખા ગયા હોય! કદી સિંહાસન હોય છે તો કદી રાખમાં પડ્યા રહેવાનો વખત હોય છે; કિન્તુ ભેદ એટલો છે કે જે પાપને રસ્તે પૈસો પેદા કરે છે, તેને તે પૈસો નાશ પામતાં ઘણું દુઃખ અને સંતાપ થાય છે અને જેનું દ્રવ્ય સારે રસ્તે આવ્યું હોય છે, તે કદાચ નાશ પામે તોપણ તે પ્રસન્ન-ચિત્ત રહ્યા કરે છે. મને પાપસ્રોતમાં વહેતાં વહેતાં છ મહિના વીતી ગયા. એ તરૂણાવસ્થાનું એમ છે કે એવી વૃત્તિ કરતા છતાં પણ મનુષ્ય અનેક કષ્ટોને સહન કરી જીવન ધારણ કરી રહે છે.

એક દિવસ હું દરિયે નહાવા ગઈ હતી. જ્યાં સ્નાન કરીને કપડાં પહેરી ઉભી રહી કે તરત મારી આંખો સામે એક વ્યક્તિ ઉભેલી જણાઇ. જેની મૂર્તિ મારા હૃદયપટ ઉપર અંકિત થઇ રહી હતી, જેને હું અનેક કષ્ટ પડવા છતાં એક ક્ષણવારને માટે પણ ભૂલી શકી નહોતી, જેને માટે મેં મારૂં અમૂલ્ય સતીત્વ રત્ન ગુમાવ્યું હતું અને જેને મેળવવા હું ઘર છોડી મુંબઇ આવી હતી, તેજ પ્રમોદરાયને મારી સામે એકાએક મેં જોયો. દયામય પ્રભુની મારા ઉપર સાચી દયા થઇ છે, એમ મેં માની લીધું. હવે મારા ઉપરથી દુઃખનું કાળું વાદળ વિખેરાઈ જશે એમ મારા મનને લાગવા માંડયું. તેણે મારી તરફ જોયું તો ખરૂં; પણ મને નહિ ઓળખ-

વાને લીધે તે એક ગાડીમાં બેસીને તરત ચાલ્યો ગયો. એની એવી ઉપેક્ષાથી મને ક્રોધ ચડ્યો. મેં મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે એનો પૂરેપૂરો બદલો લીધા વિના છોડીશ નહિ.

વાચકોના સ્મરણમાં હશે કે હું નાચવા-ગાવામાં નિપુણ થઈ ગઈ હતી, તેથી મેં ફરીને એ વ્યવસાયનો આરંભ કરી દીધો. થોડા વખતમાં સારા શહેરમાં મારી પ્રસિદ્ધિ થઇ ગઇ. નિત્ય ક્યાંઇ ને ક્યાંઇથી આમંત્રણ આવ્યા કરતું અને દરેક મહિને અતુલ રૂપિયાઓની આમદાની થતી રહેતી. મેં એ આવકના પ્રમાણમાં હીરા, મોતીનાં અનેક ઘરેણાં બનાવરાવ્યાં હતાં. પહેરવાને માટે કિંમતી કપડાંઓ ખરીદ્યાં હતાં. લક્ષ્મી મારી સ્વામિની હવે નહોતી. હું સર્વત્ર મુક્તાબાઇના નામથી પ્રખ્યાત થઈ ગઇ હતી. મુંબઇ શહેરમાં મારૂં નામ સર્વવ્યાપી બની ગયું હતું. સર્વ કોઇ કહેતું હતું કે સઘળી તવાયફોમાં મુક્તાબાઇ જેવી રૂપવતી કે અચ્છી ગાનારી બીજી કોઇ તવાયફ નથી. હું સમજી કે હવે મારૂં ભાગ્ય ખીલ્યું છે. જ્યાં ક્યાંઇ મુજરો થતો ત્યાં હું કવચિત્ પ્રમોદને દેખતી. ગાયન સાંભળવાનો તે બહુ અનુરાગી હતો; પણ કોણ જાણે કેમ વેશ્યાઓનાં ગાનતાન તેને પસંદ નહોતાં અને તેથી તેના ઉપર મારો પ્રભાવ પડી શકતો નહોતો. હું મનમાં વિચાર કરવા લાગી કે એનાથી બદલો લેવામાં હું હારી.

એક વર્ષ એ પ્રમાણે વીતી ગયું. મારી પાસે દ્રવ્ય કાંઇ ઓછું નહોતું. છતાં હૃદયની આગ બુઝાતી નહોતી. તે તો દિવસે દિવસે વધતીજ જતી હતી. અનેક ધનવાન તથા રૂપવાન રાજા-મહારાજાઓ મારે ત્યાં રાત વીતાડવા માટે આતુર રહ્યા કરતા અને એક રાતને

માટે હજારો રૂપિયા આપવા ચહાતા, પણ હું રાજી થી નહિ. મેં મારા હૃદયની આગ હૃદયમાંજ દબાવી રાખી હતી. સંસારની સર્વ લાલસાઓને છોડી કેવળ પ્રમોદને મારા ફંદામાં ફસાવવાની ફિકરમાંજ હું લાગી રહી હતી; પરંતુ મારા દુર્ભાગ્યની પ્રબળતાથી હજુ સુધી મને તેમાં સફળતા પ્રાપ્ત થઈ નહોતી.

હવે હું મુંબઈના સમસ્ત ધનવાન્ અને સ્વરૂપવાન્ લોકોને પરિચિત થઇ ગઇ હતી. જો પ્રમોદ ઉપર મારી એવી ઇચ્છા નહોત તો સંસારમાં મારા જેવી બીજી સુખીની કોઇ ન હોત; પરંતુ શું કરૂં? સુખી થવાનું મારા ભાગ્યમાંજ નહોતું. મને પ્રમોદ સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા નહોતી. એક દિવસ લક્ષ્મી મધ્યાહ્ન વખતે મારી પાસે આવી બેઠી અને બોલી કે–" હું તને કાંઇ કહેવા ઇચ્છું છું ' મેં કહ્યું–' શું છે? કહે. ' લક્ષ્મી જાણતી હતી કે હું બગીચાનું આમંત્રણ સ્વીકારતી નહોતી; કેમકે બગીચાનું આમંત્રણ સ્વીકારવાથી નાચવા ગાવા સિવાય બીજા પણ અનેક ઝગડાઓ કરવા પડે છે; તેથી લક્ષ્મીએ બહુ સંકોચથી એ વાત છેડી. મેં પૂછ્યું–' કયા બગીચામાં?'

' શેઠ હરિલાલના બગીચામાં, '

હું જાણતી હતી કે તેને પ્રમોદરાય સાથે સારી મિત્રતા છે. તેથી મેં એક સરત કરી પૂછ્યું કે તે શું આપશે?'

' જે માગીશ તે મળશે. એને ત્યાં કોઇ વાતની ખામી નથી.'

' શેઠ હરિલાલની સાથે પ્રમોદરાયને સારી મિત્રતા છે. જો તે પ્રમોદરાયને આમંત્રણ આપી પોતાને ત્યાં બોલાવે તો હું ખુશીથી

આવીશ, નહિતો એક લાખ રૂપિયા આપવા છતાં પણ હું નહિ આવું. હરિલાલ શેઠને કહેજે કે પ્રમોદરાય આવશે તો હું એક પાઇ પણ લીધા વિના સૌને ગાયન સંભળાવીશ અને જો તેને હું ત્યાં નહિ દેખું તો તરત પાછી ફરીશ. મારી આ સઘળી યોજના પ્રમોદના કાન સુધી પહોંચવી જોઇએ નહિ.'

લક્ષ્મી એ સાંભળીને ચાલી ગઇ. સંધ્યા સમયે તેણે આવીને કહ્યું કે હરિલાલ શેઠે સઘળી વાત કબુલ રાખી છે. પ્રમોદરાય પંદર મિનિટને માટે જલસામાં આવવા કબુલ થએલ છે. મેં વિચાર કર્યો કે મારા એટલા ટુંકા વખતમાંજ મારો શિકાર સાધ્ય કરવાનો છે. જો હું એટલા વખતમાં મારૂં કામ નહિ કરી શકું તો પછી પ્રમોદ ફરી ફસાવો દુઃસાધ્ય છે. એ રાત્રે એક ક્ષણને માટે પણ મને નિદ્રા આવી નહિ. ચિંતામાં ને ચિંતામાં રાત વીતી ગઇ. હું વિચાર કરવા લાગી કે કઇ રીતે પ્રમોદરાયને ફસાવી લઉં! પુરાણોમાં સાંભળ્યું છે કે સ્વર્ગની અપ્સરાઓએ એક પળમાં મોટા મોટા યોગસિદ્ધ ઋષિ-મુનિઓએ ભ્રષ્ટ કરી દીધા છે. સ્વયં યોગિરાટ શિવજી મોહિનીને જોઇ એવા મોહિત થઇ ગયા હતા કે તેમને તન, મનનું ભાન રહ્યું નહોતું તો પછી શું હું એક સાધારણ પુરૂષને મારા રૂપના ફંદામાં નહિ ફસાવી શકું? આવા ને આવા વિચારોમાં મારી આખી રાત વીતી ગઈ. સવાર થતાંજ શય્યામાંથી ઉઠી શરીરને સારાં વસ્ત્રોથી મોહક બનાવવાનો ઉદ્યોગ કરવા લાગી. જેમ જેમ દિવસ ચડવા લાગ્યો, તેમ તેમ ઉત્કંઠા વધવા માંડી. એક કલાક તો કેશવિન્યાસમાં લગાડયો; પછી કિંમતી કિંમતી વસ્ત્રો અને ઘરેણાંઓ ધારણ કર્યાં. જ્યારે સર્વ પ્રકારે સજ્જ થઇ ગઇ ત્યારે એક મોટા દર્પણની

સામે જઈ તેમાં મારૂં રૂપ નિહાળવા લાગી. હું એ વખતે મારા રૂપ ઉપર એવી મોહિત થઇ ગઇ કે ક્યાં સુધી ત્યાં ઉભી રહી એનું પણ મને ભાન રહ્યું નહિ. જ્યારે લક્ષ્મીએ આવીને કહ્યું કે બહાર નીચે ગાડી આવી ગઈ છે ત્યારે ચમકીને તેની સાથે જઇ તેમાં બેઠી. સંધ્યા સમય થતાંજ ગાડી એક સુંદર બગીચાવાળા બંગલામાં જઈ પહોંચી. હરિલાલે મારી પાસે આવી હસતાં હસતાં માનપૂર્વક મારી તરફ પોતાનો હાથ લંબાવ્યો. મારા મુજરાની વાત સાંભળીને અગાઉથી ઘણાં રસિકજનો આવી હાજર થઈ ગયાં હતાં. સર્વની સતૃષ્ણ દૃષ્ટિ મારીજ ઉપર હતી. હું નીચે ઉતરી એટલે હરિલાલે મને કહ્યું–'બની શકે ત્યાં સુધી દુનિયાની સુંદરમાં સુંદર વસ્તુઓ મેં આજ એકઠી કરી છે; પરંતુ આપના વિના તે સઘળી નિસ્તેજ જણાતી હતી. અત્યારે હવે આપના આવવાથી તે સર્વ સજીવ બની ગઇ છે. ધન્ય છે તે વિધાતાને કે જેણે આપને ઉત્પન્ન કર્યાં છે અને ધન્ય છે આજનો દિવસ કે જેમાં મને આપનાં દેવદુર્લભ રૂપનું દર્શન થયું છે,' મેં એના ઉત્તરમાં કહ્યું કે–'હું તો આપ જેવા શેઠીઆ-ઓની કૃપાભિલાષિણી છું. આપ મારા ઉપર અનુગ્રહ કરો છો, તેથીજ મારી આટલી પ્રશંસા છે; બાકી મારામાં કાંઇ નથી.' આ પ્રમાણે વાતચીત કરતાં અમે અંદર ગયાં.

અંદર જતાંજ પ્રમોદને જોવા સારૂ મેં ચારે તરફ દૃષ્ટિ કરી એક ખુણામાં તે લપાઇને બેઠો હતો. મને જોઇ તેણે શેઠની રજા માગી અને પંદર મિનિટ પૂરી થઇ ગયાનું સૂચન કર્યું. શેઠે તેને બહુ આગ્રહ કરી બેસાડયો અને મેં મારાં મોહાસ્ત્ર ફેંકવાનું શરૂ કર્યું. જેઓએ વારાંગનાઓના નાચગાનના જલસાઓ જોયા હશે

તેમને માલમ હશે કે મહફિલમાં નાચતાં નાચતાં વારાંગના ગમે તે પુરુષની પાસે બેસી ઇનામો મેળવે છે. હું પ્રમોદની પાસે બેસી ગઈ અને મધુર સ્વરે તેનો હાથ પકડી બોલી—' આ વીંટી બહુ સુન્દર છે અને આપની આંગળીમાં તે સારી શોભે છે. ' મારૂં એ કથન તેના સિવાય કોઇએ સાંભળ્યું નહિ. તે ચમકીને મારી તરફ જોવા લાગ્યો. મેં મારૂં સઘળું સૌન્દર્ય, સંપૂર્ણ લલિત્ય અને સંપૂર્ણ માધુર્ય મારાં નેત્રોમાં આણી વ્યાકુળતાથી તેના તરફ કટાક્ષ ફેંક્યાં. એ કટાક્ષે તેના ઉપર જાદુની અસર કરી એ એટલો બધો નિષ્ઠુર નહોતો કે તેનો હાથ મારા હાથમાંથી છોડાવી ચાલ્યો જાય. હું અર્ધો કલાક સુધી તેની પાસે બેસીને ગાયન લલકારતી રહી. જ્યારે રાત ઠીક જામી ત્યારે સર્વ ચાહ, નાસ્તો અને મદિરાપાનને માટે ઉઠીને બીજે સ્થાને ચાલ્યા ગયા; પણ પ્રમોદ તેમાં ગયો નહિ, પ્રસંગ જોઈ મેં કહ્યું—' અહીં બહુ ઉકળાટ થાય છે, ચાલો જરા બગીચામાં હવા ખાઈ આવીએ. ' હું તેનો હાથ પકડી તેને બહાર લઇ એવો કોણ સંયમી પુરુષ છે કે જે એવા પ્રસંગમાં અનંગને જીતી શકે ? થોડાજ પ્રયાસમાં હું જીતી અને પ્રમોદ હારી ગયો. ઘણે દિવસે આજ મારી લાલસા પુરી થઈ. મારા સમસ્ત જીવનમાં જેવી હું આજ સંતોષ પામી તેવી કદી પણ પામી નહોતી. તે રાત મેં બહુ આનંદમાં વીતાડી. લગભગ એક વાગે હું મિજલસમાંથી ઘેર આવી.

( ૬ )

મેં પ્રમોદરાયને વાતવાતમાં કહી લીધું હતું કે તેણે બીજે દિવસ મારે ઘેર આવવું. તે પ્રમાણે હું બીજે દિવસ તેના આવવાની

રાહ જોવા લાગી મેં મારા ઓરડાને કામોદ્દિપક સાધનોથી ખૂબ શણગાર્યો. આ દગાબાજ દુનિયામાં અમારા જેવો દગો બીજા કોણ કરતાં હશે ? એક સચ્ચરિત્ર યુવાન પુરુષને સપડાવવા માટે હું સર્વ કાંઇ કરતી હતી. તેની પ્રિય પાત્રી બનીને તેના સર્વનાશનો ઉપાય રચતી હતી. આ મહા પાપનું ફળ મને પાછળથી મળ્યું છે અને એવુંજ ફળ મારા જેવી સર્વ હતભાગિનીઓને નિરંતર મળ્યા કરે છે.

પ્રમોદની હું રાહ જોઇને રહી હતી; પણ તે આવ્યો નહિ. આખી રાત મેં આશામાં ને આશામાં વ્યતીત કરી. સવાર થયું. બીજો દિવસ વીત્યો, પણ તેનો કાંઇ પત્તો મળે નહિ. વિરહની યંત્રણા સહેતાં સહેતાં સાત આઠ દિવસ વીતી ગયા લક્ષ્મીને હું તેની તપાસ કરી લાવવાનું કહેતી હતી; પણ તે જુદાં જુદાં બહાનાં બતાવ્યા કરતી હતી. શેઠ હરિલાલ હંમેશ મારે ત્યાં આવતો હતો; પણ હું તેની વાત કબુલ કરતી નહોતી. લક્ષ્મી મારા ઉપર નારાજ રહ્યા કરતી. અવસર જોઇને તે મને કહેતી કે આટલા વખતમાં તો પાંચ, છ હજાર રૂપિયા મળી જાત ! પણ હું તેનું કહેવું લક્ષ્યમાં લેતી નહિ. એક દિવસ સાહસ કરી તેણે મને પૂછ્યું: મેં હૃદયનો ભાર હલકો કરવા તેને સઘળું કહી સંભળાવ્યું. તેણે તે સાંભળીને કહ્યું–' ઓહો, એમાં શું ? એને માટે આટલી બધી ચિંતા શા સારૂ ? તે સ્વયં તારી પાસે આવે એવો હું ઉપાય રચીશ.' પરંતુ તે પણ બિચારી કાંઇ ઉપાય રચી શકી નહિ. આખરે એક મહિનો વીત્યા પછી મેં પ્રમોદનું મકાન શોધી કાઢ્યું. એક ગાડી ભાડે કરી હું ત્યાં ગઇ અને મેં એકદમ તેના ઓરડામાં પ્રવેશ કર્યો. વારવધૂ

વેશ્યા સિવાય આવું સાહસ બીજા કોનામાં હોય છે ? મેં જોયું કે પ્રમોદ એક ખુરશી ઉપર બેઠો બેઠો પુસ્તક વાંચી રહ્યો છે. વાંચવામાં તે એવો તલ્લીન થઇ ગયો હતો કે હું આવી તેનું પણ તેને ભાન રહ્યું નહિ. ધીમે ધીમે તેની પાછળ જઇ હું ઉભી રહી. સામે એક મોટો આરિસો દીવાલમાં ટાંગેલો હતો. મારૂં અનુપમ સૌન્દર્ય તેમાં ઝળકવા લાગ્યું. મેં ધીમેથી મારા અંગનું વસ્ત્ર પણ હઠાવી દીધું હતું; એટલે મારૂં વિલક્ષણ રૂપ બમણું મનોહર થઇ રહ્યું. અચાનક તેની દૃષ્ટિ અરિસા ઉપર પડી. તે ક્ષણ ભર તેમાં જોઈ રહી પાછળ ફરી જોવા લાગ્યો. હું પ્રથમથી તૈયારજ હતી. કાનમાંનું અત્તર આંખોમાં લગાવી હું કૃત્રિમ આંસુ વહાવવા લાગી. એક સુન્દર યુવતિને રડતી જોઇ પત્થર પણ પીગળી જાય છે, તો પછી પ્રમોદરાય તો રક્ત-માંસનો બનાવેલો મનુષ્ય હતો. તેણે એકદમ ઉઠીને મારો હાથ પકડ્યો અને મારાં આંસુ લ્હોતાં લ્હોતાં પૂછ્યું ‘ તમે રડોછો શા માટે ? મને એથી બહુ દુઃખ થાય છે આટલા દિવસ હું બીમાર થઈ ગયો હતો નહિતો હું તમને અવશ્ય મળવા આવત ’ મેં રડતાં રડતાં તેની છાતી ઉપર મારૂં માથું નાંખી દીધું અને ડુસકાં ભરી કહ્યું-‘ ભલા આ દાસી આપને કયાંથી યાદ આવે ? મેં બહુ દિવસ રાહ જોઇ; પણ આખરે સાહસ કરી અહીં આવવું પડ્યું. જો હૃદય ચીરી બતાવવું હોય તો આપ જોઈ શકત ! ’

તે મારા પ્રેમમાં પાગલ થઈ ગયો. હું સાત દિવસ સુધી ત્યાં રહી. મેં એટલા વખતમાં તેને મદિરાપાન કરતાં શીખવી દીધું, હું તેનો સર્વ નાશ કરવા તૈયાર થઇ. એક દિવસ એવો હતો કે જેનો હાથ પકડીને હું મને કૃતાર્થ માનતી હતી-આજ તેને હું પગથી

મારવા તૈયાર થઇ અને કુતરાની પેઠે ધુતકારવા લાગી. પિશાચિની- ઓની જાળમાં સપડાવાથી પુરુષના બન્ને ભવ બગડે છે. પ્રમોદ મારી પાછળ ગાંડો થઈ ગયો તેમને પ્રસન્ન કરવા માટે કિંમતી વસ્ત્રો અને આભૂષણો લાવવા લાગ્યો. ગાડીઓ અને ઘોડાઓ તેણે મારા માટે ખરિદ કર્યા. પોતાને ઘેર જવાનું છોડી દઇ તે રાતદિવસ મારે ત્યાં પડી રહેવા લાગ્યો. આટલા દિવસ પછી મારી પ્રતિહિં- સાની વૃત્તિ શાંત થઇ ખરૂં પૂછો તો પ્રમોદની એ પ્રિતીના બદલામાં મારા હૃદયમાં એક પ્રકારની રાક્ષસી વૃત્તિ પેદા થઇ. એનો સર્વનાશ કરવાને માટે મારા હૃદયમાં જ્વાળા ઉઠવા લાગી. પ્રમોદનો પ્રેમ જતો રહેશે તો મારી શી દશા થશે ? એ બાબતની હું ચિંતામાં પડી ગઇ. મેં એના દ્રવ્ય હરણનો રસ્તો લેવા માંડયો. વિલાસિતા મદિરા અને મોજ શોખમાં હું પૈસા પાણીની પેઠે ઉડાવવા લાગી. કોઇ કોઇ વખત તો એક રાતમાં બે ત્રણ હજાર રૂપિયાનું પાણી થઇ જતું હતું ! પ્રત્યેક શનિવારે કેટલાક રૂપિયા ખરચાતા હતા તેનો કાંઇ હિસાબ નહોતો. એ રૂપિયા ક્યાંથી આવે છે તેનો હું વિચાર કરતી નહોતી. લગભગ બે વર્ષ એ સ્થિતિમાં વીતી ગયાં. પ્રમોદના ચહેરા ઉપર હવે કાલિમાની રેખા દેખાવા લાગી. ધીમે ધીમે તે રેખા વધવા માંડી. સુરાપાન વિના તેને એક ક્ષણ પણ ચાલતું નહોતું. થોડા દિવસમાંજ તે ખુવાર થઈ ગયો. તેની સઘળી સંપત્તિ ચાલી ગઇ અને ઉલટું માથા ઉપર કરજ થઈ ગયું. મને તેથી ઘણો આનંદ થયો. હું વિચાર કરવા લાગી કે જે રીતે તેં મને રસ્તાની કંગાલિની બનાવી દીધી છે, તેજ રીત મેં આજ આટલા દિવસ પછી કરી બતાવી છે. હવે મારી પાસે પાંચ સાત

શાખનો જીવ થઈ ગયો છે. હું આ પાપપુરી મુંબઇ નગરી છોડીને કોઇ ગામડામાં સુખેથી જઈ રહી શકીશ.

એક દિવસ રાતને વખતે ચાંદનીના પ્રકાશમાં અમે બન્ને જણાં અગાશી ઉપરની શય્યામાં બેઠાં હતાં. મંદ મંદ શીતળ હવા આવતી હતી. અમે વાતોની લહેરીએ ચડયાં હતાં. મેં એ પ્રસંગ અનુકુળ જોઇ પ્રમોદને પૂછ્યું–' વહાલા ? તમે મને પ્રથમ કદી જોઇ હતી ?'

તેણે કાંઈક વિચાર કરી જવાબ આંપ્યો–' ના, તને મેં કદી જોઇ નથી !'

' તમને કાત્યાયનીની વાત યાદ આવે છે ?'

અચાનક સર્પને જોઈ મનુષ્ય જેમ ચમકી ઉઠે છે, તેમ પ્રમોદ મને જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગયો. તે આંખો ફાડીને મને જોવા લાગ્યો. તેના મોઢામાંથી શબ્દો નીકળી પડયા–' ભલા, એ વાત કેમ બની શકે ? એતો શાક્ષાત્ સતી લક્ષ્મી હતી !'

મારી બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મેં રડતાં રડતાં કહ્યું–' મારી આ દશા કેવળ તમારે લીધેજ થઇ છે !'

કાત્યાયિનીને પ્રમોદ હજુ ભૂલ્યો નથી એ જાણી મને ઘણો આનંદ થયો. મેં કહ્યું–' વહાલા ! કાશીજીમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર તમે મારા પ્રાણ બચાવ્યા હતા તે યાદ છે ? પ્રયાગના મેળાની વાત સ્મરણમાં છે ? તમારા મોહમાંજ મારી આ દશા થઇ છે.

પ્રમોદ એક શબ્દ પણ બોલ્યો નહિ. તે ઉદાસ બની કહેવા લાગ્યો–' અત્યારે મારૂં મન ઠીક નથી. કાલે આ વાતચીત કરીશું.

મેં તેને શય્યામાં સુવાડી દીધો અને હું બીજા કોઇ કામ માટે ઉઠીને ત્યાંથી ચાલી ગઈ.

થોડીવાર પછી આવીને જોઉછું તો પ્રમોદ ન મળે. આખું મકાન ખોળી વળી, સઘળા ઓરડા તપાસ્યા પણ પત્તો લાગ્યો નહી. તેને ઘેર તપાસ કરાવી, પરંતુ ત્યાં પણ તે મળ્યો નહિ. હું હતાશ થઈ ગઇ. મારા હૃદયમાં એક તીવ્ર વેદના થવા લાગી. મેં તેની ઘણી તપાસ કરાવી તો માલમ પડયું કે તે આ સંસારથી કંટાળીને કયાંઇ તીર્થ કરવા ચાલ્યો ગયો છે. મારા હૃદયમાં તેથી એક પ્રકારની જ્વાળા સળગી. જેણે એકવાર પણ પાપ માર્ગ ઉપર પગ મૂકયો હોય તેણે કોઈ પ્રકારની સુખની આશા રાખવી નહિ મને એક વખત વિચાર આવ્યો કે ઘેર જઇ મારી માતાની ડોકે વળગી ખૂબ રડું કે જેથી હૃદયને શાંતિ મળે; પણ હાય ! હિન્દુ-સંસારમાં એકવાર કુળનો ત્યાગ કર્યા પછી શું કોઈ સ્ત્રી પાછી પોતાને ઘેર જઇ શકે છે ?

મારૂં ચિત્ત કોઇ રીતે શાંત થઇ શકયું નહિ. એક અઠવાડીઆમાં ઘરનો બંદોબસ્ત કરી હું લક્ષ્મીને સાથે લઈ તીર્થયાત્રા કરવા નીકળી લોકો પોતાનાં પાપનો નાશ કરવા માટે તીર્થયાત્રા કરે છે; કિન્તુ હું પાપ વધારવા સારૂ અને મારી પાપ વૃત્તિને ચરિતાર્થ કરવા સારૂ તીર્થમાં ચાલી. બાણવિદ્ધા હરિણી પેઠે તરફડતી વ્યાકુળ થતી અનેક તીર્થોમાં ફરી, પરંતુ કયાંઇ પણ પ્રમોદ મળી શકયો નહિ. આ વખતે મારૂં પૂર્વનું અભિમાન ફરી જાગૃત થયું. સમગ્ર પુરુષ જાતિ ઉપર મને ક્રોધ ઉત્પન્ન થયો. હું રખડીને પાછી મુંબઇ આવી મારા હૃદયમાંથી દયા અને મમતા ચાલ્યાં ગયાં. એક

વિલક્ષણ રાક્ષસી વૃત્તિ મારામાં ઉત્પન્ન થઇ. મેં તત્કાળ હરિલાલ શેઠને એક ચિઠ્ઠી લખી અને તેમાં મારી માનસિક વ્યગ્રતાનો ઉલ્લેખ કર્યો.

ચિઠ્ઠી મળતાંજ તે મારે ઘેર આવ્યો. મેં તરત તેને મારો શિકાર બનાવી દીધો. નાચ, ગાન અને મદિરા પાનમાં તેને લુબ્ધ કરી દીધો. તેના તરફથી મને પૈસાની પ્રાપ્તિ થવા લાગી. અમારી વેશ્યાઓની જીવિકા કેવી ગૃણિત છે! જેને અમે પ્રાણ પ્યારા કહી બોલાવીએ છીએ, તેનોજ હૃદયથી તિરસ્કાર કરીએ છીએ. જેનું મોઢું જોવાથી શરીરમાં કંપ છૂટે છે, તેને અમે આદર છાતી સાથે લગાવીએ છીએ. સ્ત્રીઓના જીવનને માટે શું આથી કોઈ ગૃણિતકાર્ય હોય છે? સળગતા અગ્નિમાં રહેવું ઉત્તમ છે; કિન્તુ આ કાપટય કળા અસહ્ય છે!

અસ્તુ. આ પ્રમાણે એક વર્ષ વીતી ગયું. એટલા વખતમાં હરિલાલની સઘળી સંપત્તિ ચાલી ગઇ; એક પાઇ પણ તેની પાસે રહી નહિ. મેં તેને મારા ઘરમાંથી ચાલ્યા જવાનું કહ્યું ત્યારે તે રડતો રડતો મારા પગ પકડી કહેવા લાગ્યો–'મુક્તા તારી પાછળ મારૂં સર્વસ્વ જતું રહ્યું છે. શું તું ભૂલી ગઈ છે કે હું તારી ઉપર સંપૂર્ણ પ્યાર કરૂં છું?'

મેં ગુસ્સો આણી તેને કહ્યું–'પ્યાર કરવો હોય તો તારે ઘેર જા. તારી સ્ત્રી ઉપર પ્યાર કર.' એમ કહી મેં તેને પગની એક લાત મારી અને મારા ઘર બહાર કાઢયો હરિલાલ ગયો; પણ મારે હવે બીજા કોઇ પુરુષના સેવનની જરૂર હતી, કેમકે વિલાસનો મને હરામચસ્કો લાગ્યો હતો. માણસને જે વાતનો અભ્યાસ પડી જાય છે તેના વિના તેને એક ક્ષણ પણ ચાલતું નથી.

મુંબઇમાં અનેક દેશના લોકો આવે છે અને જાય છે. મારા જેવી રાક્ષસિણીઓ તેને ખાવા માટે હંમેશ તૈયાર રહે છે. હું તો એ વિષયમાં પૂર્ણ નિપુણ થઇ ગઈ હતી, એટલે મારે નવો શિકાર પકડવો કઠીન નહોતો. આ વાતનું સંપૂર્ણ વર્ણન કરવું અનુચિત છે. સંક્ષેપમાં એટલુંજ કે મેં એકે એકે સાત મોટા શ્રીમંતોની સંપત્તિ માટીમાં મિલાવી દીધી. આ પ્રમાણેની અમીરી, આમોદપ્રમોદ, કુપટાચરણ અને શરાબખોરીમાં મેં લગભગ વીસ વર્ષ વીતાડયાં! યૌવન પણ ધીરે ધીરે હવે દૂર થવા લાગ્યું; પણ ચિત્તની લાલસા તો ઉલટી વધતી ગઈ. હવે મને પાપ પુણ્યનો કાંઇ વિચાર રહ્યો નહિ. અત્યાર સુધી હું બીજાની ઉપર આજ્ઞા ચલાવતી હતી; પરંતુ હવે બીજાની આજ્ઞા મારા ઉપર ચાલવા લાગી. ચિત્ત હંમેશ ઉદાસ રહેતું, રાતદિવસ હૃદયમાં દુઃખ વધ્યા કરતું. મનની જ્વાળા કોઈપણ રીતે શાંત થતી નહિ. આખરે મારૂં ધ્યાન મારા એક નોકર ઉપર ગયું હું તેના ઉપર મોહાંધ થઈ ગઇ! ઉતરતી અવસ્થામાં એક દાસની હું દાસી બની!! મારી સર્વ મિલ્કતનો તે માલીક બન્યો ધીમે ધીમે તે મારી ઉપર સત્તા ચલાવવા લાગ્યો. કોઇ વખત શરાબની ધુનમાં તે મને મારતો પણ ખરો! કિન્તુ હું તે સર્વ મુંગે મોઢે સહન કરતી, કારણ એ હતું કે તેની પાસે રહેવાથી મને સારા સંસારનું સુખ મળતું હતું. આ દુનિયામાં મને એના સિવાય કાંઇપણ સારૂં લાગતું નહોતું, તેથી હું તેના સર્વ જૂલ્મ વેઠતી હતી. તે એક સાધારણ નોકરમાંથી મોટો શ્રીમંત બની ગયો હતો. ધીમે ધીમે મારી સઘળી સંપત્તિ તેણે હાથ કરી લીધી હતી. જે રીતે મેં બીજાઓને ભિખારી બનાવ્યા હતા, તે રીતે મને તેણે ભિખારિણી

કરી દીધી હતી મારાથી તેની સામે એક અક્ષર પણ બોલી શકાતો નહોતો.

બે મહિના એ નરાધમનો માર ખાતાં ખાતાં વીતી ગયા. મેં કદી કોઈનો માર ખાધો નહોતો, તેથી હું બહુજ કંટાળી ગઈ. આખરે એક દિવસ તેને છોડીને નાઠી અને એને મારો ક્યાંઇ પણ પત્તો ન લાગે એ રીતે શહેરને બીજે છેડે એક ઓરડી ભાડે લઇ રહેવા લાગી. હવે મારાથી ગાઇ શકાતું નહોતું. ઉદર પોષણ માટે મારે ફરીને બજારમાં બેસવાનો સમય આવ્યો. એક એવો સમય હતો કે મારા પગ આગળ રૂપિયાના ઢગલા થતા અને અત્યારે એવો વખત આવ્યો કે એક પાઇને માટે મારે બીજાની યાચના કરવાનું રહ્યું! હું મારા ભાગ્ય ઉપર કેટલુંયે રોઇ; પણ રડવાથી શું વળે તેમ હતું? મેં જાણ્યું કે મારાં પાપના પ્રાયશ્ચિતનો આરંભ થયો છે.

(૭)

આ સંસારમાં માણસની એક અવસ્થા સદાકાળ રહેતી નથી. હું જેમ થોડા દિવસમાં સોનાના સિંહાસન ઉપર ચડી બેઠી હતી, તેમ થોડાજ દિવસમાં રસ્તાની ભિખારિણી બની ગઈ. જેની સાથે વાતચીત કરવા મોટા મોટા શ્રીમંતો આતુર રહેતા, તેને આજ એક સાધારણ ઓરડીમાં બેસી રસ્તે જનારાઓને ચાર-આઠ આના માટે લોભાવવાનો વખત આવ્યો! પૈસા જેવી ચીજને અર્થે નીચમાં નીચ પુરુષને હાથે પણ શરીર ચુંથાવવાનો સમય આવ્યો!! આ કષ્ટ કરતાં તો મરવું પણ બહેતર હતું; પરંતુ મને મોતનોય ડર લાગતો હતો. હું પાપિની છું. મારા ભાગ્યમાં નરકવાસ લખેલો છે.

પેટને અર્થે જેટલા અત્યાચાર કોઈ સહન કરી શકે તે સર્વ મેં સહન કર્યા છે. સઘળી ઇચ્છા, આશા અને વાસનાનો મેં પરિત્યાગ કરી દીધો; છતાં પેટ ભરાયું નહિ. બે વખતને બદલે એક વખત પણ મને કઠીનતાથી ખાવાનું પ્રાપ્ત થતું હતું; છતાં જીવવાનો લોભ રહેતો હતો. હું મહા મુસીબતે જે કાંઇ પૈસા મેળવતી હતી, તે શરાબમાં વપરાઇ જતા હતા. મદિરાના શરણુમાં રહેવાથી હું મારાં અનેક કષ્ટ ભૂલી જતી હતી; કિન્તુ એ રીતે કેટલા દિવસ ચાલી શકે? આખરે મને કુટ્ટીની બનવાનો વિચાર થયો. આજ સુધીમાં અનેક પુરુષોનું સત્યાનાશ કરી ચુકી હતી; હવે અનેક બાલિકાઓનું સત્યાનાશ વાળવા ઉભી થઇ, મેં હિન્દુઓની વસ્તીના લતામાં ફરવા માંડયું. શુદ્ધ બ્રાહ્મણી બની બે ત્રણ શ્રીમંત બ્રાહ્મણોના ઘરમાં રસોયણુ તરીકે રહી; પણ મારી ઇચ્છા સફળ થઇ નહિ. કોઈ છોકરી હાથ પડી જશે એ આશામાં હું દિવસો વીતાડવા લાગી. એક મહિનો એ પ્રમાણે વીતી ગયો; પણ માનસિક દુઃખ દૂર થયું નહિ. લાલસાવૃત્તિ અને મદ્યપાનની આદત મને એવી ખરાબ પડી ગઇ હતી કે તેના વિના એક ઘડી પણ ચાલતુ નહોતું. એ બે વસ્તુની તૃપ્તિને અર્થે અત્યંત નીચને પણ મારી શય્યામાં મારે સ્થાન આપવું પડતું! હવે કહો, પતિત થવામાં બાકી શું રહ્યું?

અચાનક મારા દિવસો ફર્યા. એક દિવસ રસ્તે જતાં મેં એક બ્રાહ્મણ વિધવાને જોઇ. છળ કરી બ્રાહ્મણી બની હું તેના ઘરમાં પેઠી. અને વાતચીત કરવા લાગી. તે ઘણી સુંદર યુવતી હતી. જે રીતે શિકારીને શિકાર જોઇ આનંદ થાય છે, તે રીતે તેને જોઇ અને પણ આનંદ થયો. મારા પાપની વાત હું ક્યાં સુધી કહું. મેં

તેની સામે હમેશ ધીમે ધીમે સંસાર સુખનાં અને સ્વચ્છંદ જીવનનાં ચીત્રો રજુ કરવા માંડયાં એક મહીના પછી મારી ઈચ્છા પૂરી થઈ. તે તરૂણ યુવતી તેના ઘરમાંથી નીકળી મારે ત્યાં આવી ગઇ અને મેં પાછી દુકાન શરૂ કરી!

હું તેને બન્ને વખત ખાવા આપતી અને દરરોજ આખી રાત તેની પાસે વેશ્યાવૃત્તિ કરાવી બની શકે એટલું દ્રવ્ય પેદા કરી લેતી તે ઘણું રડતી, કકળતી; પરંતુ હું તેના ઉપર મુદ્દલ ધ્યાન આપતી નહિ. તે મારૂં કહેવું ન માનતી ત્યારે હું તેને મારતી પણ ખરી. મારા હૃદયમાં દયાનો છાંટોયે નહોતો. દિવસે દિવસે મારો અત્યાચાર વધવા લાગ્યો અને તેણે કંટાળવા માંડયું. આખરે એક વરસ પછી એક દિવસ મારી ગેરહાજરીમાં તે કયાંઈક ચાલી ગઇ, મેં તેની ઘણી તપાસ કરી; પણ પત્તો લાગ્યો નહિ.

હું હવે બીજી બાલિકાને શોધવા લાગી. જે કાંઇ પૈસા હાથમાં હતા તે ચાર પાંચ મહિનામાં વપરાઇ ગયા. મદિરાપાનના ખર્ચમાં રાજાનાં રાજ્ય પણ ટકતાં નથી, તો પછી મારા સામાન્ય દ્રવ્યની શી વાત કરવી ? જોતાં જોતાંમાં સઘળા પૈસા ચાલ્યા ગયા. અનેક ઉદ્યોગ કરવા છતાં જ્યારે બીજી બાલિકા હાથ ન ચડી, ત્યારે લાચાર થઇ ફરી મારે જુના રોજગારનો આશ્રય લેવો પડયો; પણ હવે કાંઈ તે રૂપ કે તે યૌવન નહોતું; એટલે કોઇ પુરૂષ મારી પાસે આવતો નહોતો. મકાનનું ભાડું ચડી ગયું હતું. માલિકે કેટલોક સર સામાન મારી પાસેથી ભાડા પેટે રાખી લઇ મને બહાર કાઢી મૂકી. મેં બીજા લતામાં જઈ બીજી ઓરડી ભાડે લીધી. અહીં મારી તરફ કોઇ આંખ ઉંચી કરીને જોતું પણ નહોતું. થોડા પૈસા ખર-

થવા ઇચ્છતા કેટલાક મિલ મજુરો અને ઝાડુ વાળનારાઓ આવતા અને તેનાથી મારો નિર્વાહ મહા મુસીબતે ચાલતો. એક ગ્લાસ શરાબને માટે પરમ નીચને હાથે પણ મારૂં શરીર સ્પર્શવા દેતી. અહો ભાગ્યની કેવી વિચિત્રતા છે! રૂપ, યૌવન, ધન, પ્રેમ, આદર, સત્કાર, સર્વ અસ્થાયી છે. એકવાર પણ જે પાપ માર્ગમાં પગ મૂકે છે, તેની અંતે પતિત અવસ્થા થયા વિના રહેતી નથી!

શરાબનું વ્યસન મને બહુજ વધી પડયું હતું. આ સંસારમાં મદિરા સિવાય મારી કોઇ પ્રિય વસ્તુ નહોતી. દારૂના એક ગ્લાસને માટે હું સર્વ કાંઇ કરવા તૈયાર હતી. મદિરા પાન કરીને હું ગમે ત્યારે ગમે ત્યાં પડી રહેતી. મને મારા શરીરનું ભાન રહેતું નહિ. એક વખત હું એ રીતે એક નાળામાં પડી ગઇ હતી. જ્યારે જાગી ત્યારે એક હૉસ્પિટલમાં હું પડી હોઉં એમ મને માલમ પડયું. આજ સુધીમાં મને કોઇએ કાંઇપણ ઉપદેશ આપ્યો નહોતો. જો મને સારૂં શિક્ષણ મળ્યું હોત તો કદાચ્ મારી આવી દશા પણ ન થઇ હોત! મેં જેવાં દુઃખ ભોગવ્યાં છે, તેવાં દુઃખ ઇશ્વર કોઇને પણ ન આપે.

તે હૉસ્પિટલમાં એક યુરોપિયન બાઇ બહુ કાળજીથી મારી સારવાર કરતી હતી. સમય મેળવી તે મને ઉપદેશ પણ આપ્યા કરતી હતી. એની લાગણી જોઇ મને મારી સ્નેહમયી માતાનું સ્મરણ થતું હતું અને મારાં બન્ને નેત્રો અશ્રુઓથી ભરાઇ આવતાં હતાં. હું એના પરિશ્રમ અને પ્રેમથી એવી મોહિત થઇ ગઇ હતી કે તેને હંમેશ માતા કહીનેજ હું બોલાવતી હતી. એક દિવસ મેં મારા જીવની સઘળી હકીકત તેને કહી સંભળાવી, મારા મનનો

ભાર તેથી કાંઈક હલકો થઇ ગયો. આજ સુધી મેં મારાં કરેલાં પાપનો કદી પસ્તાવો કર્યો નહોતો; પણ હવે એ પશ્ચાતાપનો આરંભ થયો. મારૂં મગજ ગાંડાની પેઠે ભમવા લાગ્યું; કિન્તુ હું મોતને ઇચ્છતી નહોતી. વિપત્તિમાંથી જ્યારે માણસનો કોઈ પણ રીતે ઉદ્ધાર નથી થતો ત્યારે તે ભાગ્યનો દોષ કાઢે છે. હું પણ મારાં કિસ્મતનો દોષ કાઢવા લાગી. રોગથી મારૂં શરીર શિથિલ થઇ ગયું હતું અને વ્યગ્રતાથી હૃદયની વાસનાઓ પણ શિથિલ થઈ ગઇ હતી. મને લાગતું હતું કે મારૂં મૃત્યુ સમીપ આવ્યું છે; કિન્તુ એ વાત સાચી નહોતી. મારા હૃદયનોજ પુનર્જન્મ થઇ રહ્યો હતો.

એ ભલી બાઈના હંમેશના ઉપદેશથી મને સંતોષ થવા લાગ્યો. એક દિવસ મેં તેનો હાથ પકડી કાતર સ્વરથી પૂછ્યું–' ભગવાન શું મને ક્ષમા કરશે ' ?

તેણે કોમળ, સ્નેહપૂર્ણ શબ્દોમાં જવાબ આપ્યો –' પુત્રી ! ઇશ્વર નિર્ગતિઓની ગતિ છે ! એની પાસેથી સર્વને ક્ષમા પ્રાપ્ત થાય છે. તે કરૂણામય છે. એની કરૂણાના પાનને માટે સાચા હૃદયથી જે તેને પોકારે છે, તે એની કરૂણા મેળવે છે. તે પાપી અને તાપી સર્વનું રક્ષણ કરનાર છે. ' મારા હૃદયમાં એના શબ્દોથી આશાનો સંચાર થયો. હું વિચારવા લાગી કે જો એમ છે તો આ કષ્ટથી જરૂર હું છૂટી શકીશ. ભગવાન મને અવશ્ય ક્ષમા કરશે હું રાત દિવસ દીન સ્વરથી તેને પોકારીશ. હવે એજ મારો ઉદ્ધાર કર્ત્તા અને આશ્રયદાતા છે. બસ, એ દિવસથી મારા ખરા પ્રાયશ્ચિતનો આરંભ થયો. હું વ્યાકુળ ચિત્તથી ઇશ્વરનું નામ લેવા લાગી, જેમ જેમ

મારા હૃદયમાં શાન્તિ આવવા માંડી. તેમ તેમ પ્રતિદિન મારા શરીરમાં પણ બળ વધવા લાગ્યું. મેં હવે ત્યાંથી ક્યાંઇ તીર્થમાં જવાનો નિશ્ચય કર્યો અને એ-ભલી બાઇને તે નિશ્ચય જણાવી હું તેના પગ આગળ ખૂબ રડી. રડવાથી મારૂં હૃદય વધારે શાંત થયું. હું તે દિવસ તે બાઇની સાથે એને બંગલે ગઇ. તે વિધવા હતી. એનું નામ મિસિસ સ્મીથ હતું. એની ઉમ્મર ૫૦ વર્ષની હતી. તેણે ખ્રિસ્તિ ધર્મનું અવલબંન કરવાનો મને કદી પણ ઉપદેશ કર્યો નહોતો. હું સ્વતંત્ર રીતે મારા હાથથી રસોઈ બનાવતી અને જમતી. લગભગ ત્રણ મહિના એ રીતે મેં ત્યાં સુખપૂર્વક વીતાડયા.

એક દિવસ સંધ્યા વખતે હું બહારથી ઘર તરફ આવતી હતી. રસ્તામાં એક ઠેકાણે ગાડીઓની ખૂબ ભીડ આવી ગઇ. મેં એકાએક ચાબુકનો ફટકાર સાંભળ્યો. બાજુમાં દ્રષ્ટિ કરી જોયું તો મને બહુજ આશ્ચર્ય થયું. લોકો યૌવનમદમાં અંધ બની બીજાઓની પીઠ ઉપર ચાબુક લગાવે છે. અને મલકાય છે. પણ તેઓ પોતાના આગળ શી ગતિ થશે તેનો બીલકુલ વિચાર કરતા નથી. જે માણસની પીઠ ઉપર ચાબુક પડયો હતો. તેને જોઇ હું સ્તબ્ધ બની ગઈ. તેણે ફાટેલાં, ગંદા કપડાં પહેર્યાં હતાં. પગમાં જોડા નહોતા અને માથુ ઉઘાડું હતું. મને જોઇ તે કહેવા લાગ્યો-'ત્રણ દિવસથી મેં કાંઇ પણ ખાધું નથી. હું બહુ ભૂખ્યો છું. દયા કરી મને કાંઇક આપો.'

મેં મનમાં કહ્યું-'હે માતા પૃથ્વી! હવે તું ફાટીજા અને મને તારા ઉદરમાં લઇલે, આ દસ્ય મારી આંખોથી જોઇ શકાતું નથી! મેં તરત તે માણસને પૂછયું-'તું કયાં રહે છે?,

તેણે કહ્યું-રહેવાનું શું પૂછોછો? જ્યાં હોય છે ત્યાં પડયો રહું

છું. હું ઘણો ગરીબ માણસ છું. મારાથી બોલી શકાતું નથી. હું ત્રણ દિવસનો ભૂખ્યો છું.

'તારી આવી હાલત શાથી થઇ?' મેં પૂછ્યું.

'એ ઇતિહાસ બહુ લાંબો છે. દુર્ભાગ્યની વાત હું શી કહું?'

'તું તારૂં નામ કહે તો હું એક રૂપિયો આપું.

રૂપિયાનો લોભ બહુ પ્રબળ હોય છે. તેણે કોઈ એક નામ બતાવ્યું. મેં કહ્યું–'તું ખોટું બોલે છે. સાચું નામ ન બતાવે તો હું ચાલી જાઉંછું. થોડીવાર આનાકાની કરી તેણે રૂપિયાની આશાથી આખરે પોતાનું નામ બતાવ્યું. મારો સંદેહ દૂર થયો. મારી પાસે જે એક રૂપિયો હતો તે મેં તેને આપી દીધો. જો મારા પ્રાણ મેં તેને આપી દીધા હોત તોપણ મારા પાપનું પ્રાયશ્ચિત થાત નહી. રૂપિયો મળતાંજ તે કલાલની દુકાનમાં પેઠો. મેં એ જોઇને આંખો બંધ કરી લીધી. હાય? નસીબના ચમત્કાર કેવા વિચિત્ર છે? જે આજ રસ્તામાં ઉભો રહી ભીખ માગે છે. જેણે આજ બીજાની ચાબુક પીઠ ઉપર ખાધી છે. જે હમણાં મારી પાસેથી રૂપિયો મેળવી શરાબથી પોતાની યંત્રણા બુઝાવવા પીઠામાં પેઠો છે. તેણે એક દિવસ પોતાનું સર્વસ્વ મને આપી, મારા પગ પકડી રોતાં રોતાં મારાં ચરણોનો આશ્રય માગ્યો હતો અને મેં તેને પગની લાત મારી બહાર કાઢયો હતો. હાય! મારા જેવી રાક્ષસિણીને શું કદી પણ માફ મળી શકે? એ અભાગી પુરૂષ હરિલાલ શેઠ હતો!

મડમ સાહેબની પાસે એક બીજું પણ વર્ષ વીતી ગયું. મેં તેને મારા માટે એક નોકરી શોધી કાઢવાનું બહુ દિવસથી કહ્યું હતું. તે મુજબ તે એક દિવસ નોકરી ખોળી લાવી. એક શ્રીમંતને ઘેર

તેનાં બાળકોને સાંચવવાનું કામ મારે કરવાનું હતું. હું એ કામથી બહુ રાજી થઈ. અને તત્કાળ એ નવી જગ્યા ઉપર જવાની તૈયારી કરવા લાગી. એક એવો સમય હતો કે હું રાજાની રાણી પેઠે સ્વતંત્ર પણે આનંદ કરતી હતી, અનેક નોકર ચાકરો મારી સેવા ઉઠાવતા હતા અને આજે એક એવો સમય છે કે હું પોતે નોકરી કરવા જાઉં છું. સમયની બલિહારી છે. એ યુરોપિયન બાઇએ મને ભલામણ પત્ર લખી આપ્યું અને નવી જગ્યાનું એડ્રેસ દેખાડયું. હું તે પ્રમાણે ત્યાં જઇ પહોંચી. બહાર પહેરેગીરો બેઠા હતા માટે પત્ર તે ઉપર શેઠની પાસે લઈ ગયા એક દાસી મને તેડવા આવી. હું તેની સાથે ઉપર ગઈ મેં ત્યાં જઇને જોયું તો એક અતિ ઉત્તમ સુસજ્જિત ઓરડામાં મખમલના કોચ ઉપર એક સ્વર્ગીય જોડું બેઠેલું છે. સ્ત્રીના ખોળામાં એક બાળક છે, અને પુરુષ તે બાળકને હસાવે છે. મને એ જોઇને વિચાર આવ્યો કે 'કોણ કહે છે કે સંસારમાં સ્વર્ગ નથી? સાચું સ્વર્ગ અહીંજ છે!!

હું દાસીની સાથે આગળ વધી. મારી દૃષ્ટિ બરાબર એ પુરુષ ઉપર ઉડતાંજ મને આશ્ચર્ય થયું. મારી આંખો આગળ અંધકાર જણાવા લાગ્યો. મેં તેને ઓળખ્યો પણ તેણે મને ઓળખી નહિ. જે મૂર્ત્તિ નિરંતર હૃદયમાં વસી રહી હતી, તેને શું કદી પણ હું ભુલી શકું ખરી કે? એ પુરુષ પ્રમોદ હતો. તેણે પોતાની ઇચ્છાથી કોઇ પાપ કર્યું નહોતું, તેથી તે એટલો સુખી હતો અને હું પાપિષ્ઠા હોવાથી આટલી દુઃખિની હતી. જ્યારે મેં જોયું કે પ્રમોદ મને નથી ઓળખી શકયો, ત્યારે મારા હૃદયને કાંઇક શાંતિ વળી. હું

વિચાર કરવા લાગી કે બીજાને ત્યાં રહેવા કરતાં પ્રમોદની પાસે રહેવું ઉત્તમ છે. નરકમાં પણ પ્રમોદનો સહવાસ હોય તો હું સ્વર્ગ માની લેવા તૈયાર હતી. પ્રમોદની સ્ત્રીની સેવા કરવાથી મારૂં કેટલુંક પ્રાયશ્ચિત થઇ જશે, એવો મેં નિશ્ચય કર્યો.

પ્રમોદની સ્ત્રીએ દાસી પાસેથી મારો પરિચય મેળવી તેનો બાળક મારા હાથમાં આપ્યો. અહા, કેવું આશ્ચર્ય ! બાળક મારી પાસે આવી હસવા લાગ્યો. દંપતીને એ જોઇ પરમ સંતોષ થયો અને તેજ દિવસથી મારી નોકરીની શરૂઆત તેમણે ગણી લીધી. હું અજાણી હોવા છતાં બાળક મારી પાસે રહે છે એ જોઇ પ્રમોદની સ્ત્રીએ મને પૂછયું–' બાઈ! તારે કેટલા દીકરા છે ? ' મારી આંખોમાં એકદમ આંસુ આવી ગયાં એણે પોતાના સ્વામી પાસે મારી વગર પૈસે વકીલાત કરી–' નાથ ! જણાય છે કે આ બાઈનાં સર્વ છોકરાંઓ મરી ગયાં છે. દેખો, બિચારીનું ભાગ્ય કેવું ફુટેલું છે ! '

પ્રમોદે તેને કહ્યું–' પ્રિયે ! આ સંસારની એવી જ ગતિ છે. ધન્ય છે. પરમેશ્વરને કે જેની આટલી કૃપા આપણી ઉપરજ છે. '

મને એ વખતે જ્ઞાન થયું કે ધર્મ અને પાપમાં ભેદ છે. કુલટા અને પતિવ્રતામાં પણ ભેદ છે. સ્ત્રીઓને માટે આ સંસારમાં સતીત્વજ સર્વ કાંઇ છે. જેણે એકવાર પણ એ ધનને ગુમાવી દીધું છે, તે નરકમાં પડેલી છે અને જેણે એની રક્ષા કરી છે તે હજારો કષ્ટ પડવા છતાં પરમ સુખી છે.

હવે મારા જીવનની ઘટના એક રીતે સમાપ્ત થઇ ગઇ. એક વર્ષ સુધી મેં પ્રમોદના ઘરમાં દાસીનું કામ કર્યું. મારા જીવનમાં આટલાં વર્ષો પછી હું સુખી થઇ. પ્રમોદની સ્ત્રીના જેવી દયાશીલા અને સ્નેહમયી ગૃહિણીઓ બહુ થોડી હોય છે તે મારા ઉપર ઘણો સ્નેહ રાખતી હતી. હું લાખ પ્રકારે તેની સેવા કરૂં તોપણ મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઇ શકે તેમ નહોતું, એટલે પૂર્ણ પશ્ચાત્તાપથી હું તેની સેવા ઉઠાવતી હતી. પ્રમોદની નજરે હું કદી ચડતી નહોતી. મારી ઈચ્છા થાય ત્યારે હું એને જોઇને દૃષ્ટિ ઠારી લેતી હતી. તે હજુ પણ મને ઓળખી શક્યો નહોતો.

એક દિવસ બપોરના વખતે ગૃહસ્વામિનીએ મને કહ્યું કે–' તું જરા એમના પગ દબાવ, મારે થોડું બીજું કામ છે.' આટલીવાર સુધી તે સ્વામીના ચરણ દાબતી હતી તે મને સોંપીને એ બીજા કામ માટે ચાલી ગઈ. પ્રમોદ ના કહે તે પહેલાંજ મેં એનો પગ ખોળામાં લઈ લીધો અને હું તે દબાવવા લાગી. એક દિવસ એવો હતો કે તે મારી પદસેવા કરી પ્રસન્ન થતો હતો. આજ તેથી ઉલટી સ્થિતિ આવીને ઉભી રહી. કોનું હૃદય એ સહન કરી શકે? મારા હૃદયનો આવેગ હું રોકી શકી નહિ. આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. હું પાલવથી જેમ જેમ લુછવા લાગી, તેમ તેમ તે વધારે નીકળવા લાગ્યાં અને તેમાંનાં બેચાર ગરમ આંસુઓ તેના પગ ઉપર પડી ગયાં. આંસુ પડતાંજ પ્રમોદે પોતાની આંખો ઉઘાડી. મેં લજ્જિત થઇ હાથથી તે આંસુ લુછી નાંખ્યાં. પ્રમોદ બેઠો થઇ ઘણીવાર સુધી મારી સામે જોઈ બોલ્યો–' દાસી, તું

શા માટે રડે છે ?' મેં કાંઇ જવાબ ન આપ્યો, એટલે તેણે બીજીવાર પણ એજ પ્રશ્ન કર્યો. હું કાષ્ટની પુતળીસમાન સ્તબ્ધ બની ગઇ. તે મારી તરફ એકી નજરે જોવા લાગ્યો. ઘણીવાર પછી અચાનક મારો હાથ પકડી બોલ્યો–' શું તું મુક્તા છે ?' હવે મારા હૃદયનો વેગ રોકી શકાયો નહિ. હું ફરીને રડવા લાગી.

એટલામાં ઘરની સ્વામિની અંદર આવી. હું મારી એ વખતની અવસ્થાનું વર્ણન નહિ કરી શકું. પ્રમોદ ઉઠીને તેની સ્ત્રી પાસે જઇ કાંઇક વાત કરવા લાગ્યો. થોડીવારે ગૃહસ્વામિનીએ આવી હસતાં હસતાં મારો હાથ પકડી લીધો અને સાદર મારાં આંસુ લુછી કહેવા લાગી:–' આજથી તું મારી બ્હેન કરી એમણે મને બધી વાત કહી છે. જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે એ સઘળો ભૂતકાલ ભૂલી જા '

હું એના શબ્દોથી વધારે રડી પડી. મેં કહ્યું–' આપ દેવી છો; હું પિશાચિની છું. મારો અપરાધ ક્ષમા કરો. '

વાંચક ! કુલટામાં અને સતીમાં જમીન આસમાનનો તફાવત છે, એ હું આજે સમજી. મારી યંત્રણા અસહ્ય થઇ ગઇ. મેં હવે કાશીમાં જઇ શેષ જીવન વીતાડવાનો નિશ્ચય કર્યો. પ્રમોદરાયે મને એ સઘળો બંદોબસ્ત કરી આપ્યો. એક દિવસ હું તે મડમને જઇ મળી આવી. તેણે મને સુંદર ઉપદેશ આપ્યો. અને પછી હું તત્કાળ કાશી જવા તૈયાર થઇ. ચાલતી વખતે પ્રમોદના બન્ને પગ પકડી મેં ગદ્‌ગદ્ સ્વરે કહ્યું–' હવે હું કાશી જાઉં છું. મારા જે કાંઇ અપરાધ થયા હોય તો તે ક્ષમા કરશો. જો તમે ક્ષમા નહિ કરો તો મારા હૃદયમાં શાંતિ નહિ થાય. હવે મારાં પાપનું ઉચિત પ્રાયશ્ચિત

થઇ ચૂક્યું છે. દુષ્ટ કર્મોનો યથેષ્ટ દંડ હું ભોગવી ચૂકી છું. તમે મને ક્ષમા કરો; '

પ્રમોદે મારો હાથ પકડી મને ઉઠાડી કહ્યું-' એમાં તારો કાંઇ દોષ નથી. તારા જેવી બાળવિધવાને હાથે એવી ભૂલો થવી સ્વાભાવિક છે. મેં તને ક્ષમા કરી છે અને અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું કે એ મહાન પિતા જગદીશ્વર પણ તને ક્ષમા કરે. '

હું તરત તે સ્નેહાળ દંપતીની રજા લઈ રવાના થઇ. કાશીજીમાં મારા માટે તેણે અગાઉથી મકાનનો બંદોબસ્ત કર્યો હતો. દર મહિને ખર્ચને માટે તે સો રૂપિયા મોકલ્યા કરતો હતો. તેની ગુણવંતી સ્ત્રી પણ નાના પ્રકારની ચીજો કદી કદી મોકલ્યા કરતી હતી. હું એ પવિત્ર કાશીપુરીમાં શ્રીપતિતપાવની ગંગા માતામાં સ્નાન કરી શ્રીજગદુદ્ધારક વિશ્વનિયંતાનાં દર્શન કરી રાતદિવસ તેમના નામનું સ્મરણ કરતી. મણિકર્ણિકાના ઘાટ ઉપર જતી ત્યારે મને ભૂતકાળની વાત યાદ આવતી અને પ્રમોદનું સ્મરણ થઇ આવતું; પણ હવે મનની વૃત્તિઓ ધીરે ધીરે શિથિલ થવા લાગી. સાથે સાથે શરીર પણ ક્ષીણ પડવા માડ્યું. નિદ્રાનો તદ્દન નાશ થયો. મેં ધાર્યું કે હવે કાળનિદ્રાને આવવામાં વિલંબ નથી; પરંતુ મૃત્યુ પહેલાં એક વખત પ્રમોદનાં દર્શનની મને ઇચ્છા હતી પ્રભુએ એ ઇચ્છા પણ અચાનક પૂરી પાડી, એક દિવસ ટપાલમાં કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે:—

' વહાલી બ્હેન! તમારા ગયા પછી ઘરમાં સઘળે શૂન્ય લાગે છે. બહુ દિવસથી તમને જોયાં નથી; માટે જોવાનું મન થયું છે. બાણુ હમેશ તમને સંભાર્યા કરે છે, તેથી અમે કાશીજી આવવાનો

નિશ્ચય કર્યો છે. ત્યાંથી અમારે હરદ્વાર જવાનો પણ વિચાર છે. આશા છે કે થોડાજ દિવસોમાં અમે તમને આવી મળીશું. મારે તમને કેટલીક વાતો કહેવાની છે; પણ તે રૂબરૂમાં કહીશ. હાલ તો એજ.

—તમારી અનુગતા બ્હેન કમળા. '

પત્ર મળતાંજ મારા હૃદયમાં નવીન બળ આવી ગયું. હું તેઓના ઉતારા માટે ઘર સ્વચ્છ કરવા લાગી. મેં મારી દાસીને સઘળી તૈયારી કરવાની સૂચના આપી દીધી; બીજે દિવસ સમયસર હું તેમની રાહ જોવા લાગી, તેઓ મુંબઇથી કેવળ મારા માટેજ પ્રવાસનાં દુઃખ વેઠતાં આવી પહોંચ્યાં. કમળા એકદમ મારે ગળે બાઝી પડી. મેં તેને કહ્યું–' બ્હેન ! મારા જીવનનો સમસ્ત પાપાન્ધકાર તારી સતીત્વ જ્યોતિથી આજ દૂર થયો છે. તું દેવી છે. હું પિશાચિની હતી તે આજે તારા પવિત્ર સ્પર્શથી પાવન થઇ છું. ' કમળા એના ઉત્તરમાં કાંઈ બોલી નહિ. એના સદ્ભાવે મને સંપૂર્ણ ઉપકારવશ બનાવી દીધી. મેં એના બાળકને ખૂબ રમાડયો અને રાત્રે અમે સૌએ આનંદની વાતો કરી ઘણા દિવસની હૃદયની આગ બુઝાવી.

બીજે દિવસ મારૂં શરીર અસ્વસ્થ જણાયું અને બે દિવસ એવીજ હાલત રહી. આજે કાંઇક ઠીક છે; પણ હું વધારે કલાક જીવવાની નથી. પ્રભુના ઘરનો પયગામ આવી પહોંચ્યો છે. હું છેલ્લી ઘડીએ એટલું કહી લઉં છું કે મારી જીવનકથા વાંચી અનેક યુવતી –યુવક સાવધાન થશે. પાપમાર્ગનું ભયાનક પરિણામ જોઇ અનેક લોકો પુણ્યમાર્ગાવલંબી થશે એ આશાથી મેં આ આત્મકથા લખવાનો યત્ન કર્યો છે; માટે વાંચક, મારા એ યત્નની સફળતા

કરશો. હું પોકારીને કહું છું કે પાપમાં પ્રીત ન લગાવશો. શરૂઆતમાં પાપનો માર્ગ સારો લાગે છે; પરંતુ અંતે તેનું પરિણામ બહુ ભયંકર હોય છે. હું એ પરિણામ ભોગવી ચુકી છું; માટે કહું છું કે સાવધાન ! સાવધાન ! !

## ઉપસંહાર-કમળાની આત્મકથા.

મુક્તાના જીવન ચરિત્રનો શેષ ભાગ લખવાનું કામ મારે માથે આવ્યું છે. વારવનિતા—વેશ્યાનું નામજ ભદ્રસમાજમાં નિંદનીય અને ઘૃણિત છે; પરંતુ એના જીવનવૃત્તાંતમાં અનેક રહસ્ય, અનેક દુઃખ અને અનેક ઉપદેશ ભરેલાં છે. આવી સ્ત્રીઓની જીવનકથાઓ નહિ જાણવાને લીધે દિવસે દિવસે લોકો અધઃપતિત થતા જાય છે. એ બ્રાહ્મણકન્યા કાત્યાયિનીની પેઠે કેટલીયે રમણીઓ દુઃખ પામી રહી છે, કેટલીયે અબળાઓ કુપથગામિની બની આ સંસારને પ્રત્યક્ષ નરકસમાન બનાવી રહી છે, અને કેટલીયે બાળવિધવાઓ અજ્ઞાનતાવશ બની પોતાનું જીવન પાપસાગરમાં ડૂબાવી રહી છે. જે વિષ ઔષધરૂપે શરીરની પીડા દૂર કરે છે, તેજ વિષ શરીરનો નાશ પણ કરે છે. જે પ્રેમ સ્ત્રીપુરૂષને દેવ તુલ્ય બનાવે છે, તેજ પ્રેમ તેમને પશુઓથી પણ અધમ કરી દે છે. મુક્તાનું જીવનચરિત્ર એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. એક ભૂલના પરિણામે માણસને હાથે કેટલી ભૂલો થાય છે અને અંતે તેનું કેવું પરિણામ આવે છે, તે આ કથા ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

અમે કાશીમાં આવ્યાં અને ચોથે દિવસે રાત્રે મુક્તાની તબીયત અતિશય લથડી. એક દાસીએ અમને આવીને ખબર આપ્યા. અમે બન્ને જણાં તેના ખંડમાં જઇ પહોંચ્યાં. જોયું તો તેનો શ્વાસ

જોરથી ચાલી રહ્યો હતો. મારા સ્વામીએ તેની નાડી જોવા માંડી. તેમના હાથનો સ્પર્શ થતાંજ તે બાઇએ માથું ઉંચું કરી ચારે તરફ જોયું. તેના મલિન મુખ ઉપર થોડું હાસ્ય જણાયું. તેણે ધીમેથી કહ્યું–' બસ, હવે સમય નથી. મેં ભગવાનને પ્રાર્થના કરી હતી કે મૃત્યુ સમય પહેલાં એકવાર તમારાં દર્શન આપે. ભગવાને આ દાસીની એ પ્રાર્થના સાંભળી. હવે એકવાર આપનાં પવિત્ર ચરણોથી આ દાસીના મસ્તકને સ્પર્શ કરતાં કહો કે મને તમે ક્ષમા કરી છે, એટલું કહી તેણે મારા સ્વામીનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવી દીધું. તેની એ દીનતા જોઇ મારા નેત્રોમાં અશ્રુ આવી ગયાં. મેં તેનું મસ્તક ઉંચું કરી કહ્યું બ્હેન ! તારો અપરાધજ કાંઈ નથી, છતાં મારા સ્વામીએ તને માફી આપી છે.

કેટલીકવાર સુધી ચુપ રહી ફરી તેણે કહ્યું–' મારી ઇચ્છા પુરી થઈ છે; કિન્તુ હું તમારી પાસે એક યાચના કરૂં છું. વધારે વાત કરવાનો અત્યારે સમય નથી. મારી પ્રાર્થના એટલીજ છે કે એક લાખ રૂપિયા મારી વતી શેઠ હરિલાલને આપજો. પછી તેણે મને છેક નજીક બોલાવી કહ્યું–' બ્હેન; મેં બહુજ બુરાં કર્મ કર્યાં છે. સતીત્વ સિવાય સ્ત્રીઓને માટે બીજો કોઇ ધર્મ નથી. ઇશ્વર તમને સુખી રાખે. ' તેણે ફરી પોતાનું માથું મારા સ્વામીના ચરણમાં નાંખી દીધું. મારા સ્વામીએ શિર ઉઠાવી જોયું તો તેમાં બિલકુલ ચૈતન્ય નહોતો. તેના પ્રાણ આ સંસાર છોડી પરલોકમાં ચાલ્યા ગયા હતા.

અમે મુંબઇ આવી હરીલાલ શેઠની બહુજ તપાસ કરી તો માલમ પડયું કે આ સંસારમાં નથી. શરાબ પીતાં પીતાં ચાર માસ

